# युवराजविरह

अने

# श्रीसयाजीशोकशमन.

## સ્વર્ગવાસી યુવરાજશ્રી ફત્તેસિંહરાવના
## સંક્ષિપ્ત જીવનચરિત સમેત.

રચીને પ્રસિદ્ધ કરનાર.

### મજમુંદાર જેઠાભાઇ લાલાજી દેશાઇ

મહુધા-વડોદરા-સાવલી નિવાસી.

નાગરશતક, રેલરૂદન, સુબોધસાગર, પુત્રોત્સવ, વાસુદેવને
વિનતિ વખતનું વાજું, વરઘોડો, હિતાર્થબોધક
ભાષણ અને કન્યાવિક્રયનું અંગ.

ઇત્યાદિનો કર્તા.

ચરોતર વડનગરા નાગરસમાજનો સેક્રેટરી.

સોરઠા.

કોઇનો ન જશો કંથ, વસમી વાટ વિદેશની;
જડશે નહિ આ પંથ, ટળવળશે તન તારૂણી. ૧
પુત્રશોકનો ઘાવ, શત્રુંને પણ નવ હશો;
ભુખ દાવ ને ભાવ, સ્વાદ સમય કસ ના મળે. ૨



સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

મૂલ્ય એક રૂપીઓ.

ॐ

# अर्पणपत्रिका.

## સ્વીકારવાને યોગ્ય અધિકારી કોણ છે?

રણવીર પ્રેમીપુત્ર પ્રકટાવનાર

**કૈલાસવાસી સૌ૦ માતુશ્રી ચીમનાંબાઈ સાહેબ.**

તો

**તેજ પુત્રના વિરહજન્ય શોકપ્રપૂર્ણ હૃદયમાંથી**

**ઉદ્ભવેલું.**

**આ યુવરાજવિરહ કાવ્ય**

પરમ આદરપૂર્વક

**મ્હારી વ્હાલી જન્મભૂમી અને**

**ગુર્જરકવિશિરોમણી**

## भट्ट प्रेमानंद

જેવા પ્રતાપી કવિને ઉત્પન્ન કરનાર જગપ્રસિદ્ધ

શ્રીમંત ગાયકવાડ સરકારની રાજ્યધાની

**વડોદરા—વીરક્ષેત્ર—વટપત્તન**

નગરીમાં સ્થાને

તે પરમકૃપાળુ રાજ્યમાતુશ્રીની અલૌકિક

સેવામાંજ અર્પણ કરીને કૃતાર્થ

થાઉં છું.

લિ. રાજ્યભક્ત—પુસ્તકકર્તા.

# अर्पणपत्रिका.

( કર્તાનો પ્રશ્ન અને નિશ્ચય. )

### પદ.

" બળહીન થયા આજે "—એ રાહ.

કહોને ભેટ કરૂં મ્હારી ? એનું છે કોણ અધિકારી ?
—કહોને ટેક.

રચી પોથી મતિ અનુસાર, વસે જ્યાં પ્યાર;
વિરહ ભંડાર, થયો દુઃખકા......રી, કહોને૦ ૧
વિરક્ષેત્ર સયાજી ભુપાલ, તેમનો બાલ;
અડ્યો મુખકાલ, મુકી તન ના......રી. કહોને. ૨
થયો હીંદે હાહાકાર મુકાયા તાર;
ખિન્ન નરનાર થયાં છે ભા......રી. કહોને. ૩
પોઢ્યો પાટવી રાજકુમાર, તેથી સરકાર;
પત્નીપ્રી પ્યાર રહ્યાં દુઃખધા......રી. કહોને. ૪
જેને જેવી માયા પ્રીત, તેવું દુઃખ ચિત્ત;
વર્ણી તે રીત, હકીકત ન્યા......રી. કહોને. ૫
જેના ઉદર રહ્યો નવ માસ, માત સુત ખાસ;
ગયાં કૈલાસ મુકી ચિજ પ્યા......રી. કહોને. ૬
આવ્યાં ચિત્તે ચીમનાંબાઇ, તેમને ન્હાઇ;
વાત દુઃખદાઈ, જણાવું ઉચ્ચા......રી. કહોને. ૭
થયો યુવરાજાનો વાસ, માતની પાસ;
ગયો ઉલ્લાસ, આશ પરવા......રી. કહોને. ૮
જેના વિરહતણો હેવાલ, તેનિપર વ્હાલ;
નથી તે હાલ, યોગ્ય તે ધા......રી. કહોને. ૯

થયું ભક્તિથકી આ કામ, કાવ્ય મુદ્દામ;
રચાવ્યું શામ, ઉર્મિ અવતા......રી. કહોને. ૧૦
આણ્યો ઉર્મિમાંહી પ્યાર, વિરહ નિરધાર,
તેતણો સાર, ઉતાર્યોકા......રી. કહોને. ૧૧
મ્હારી ભેટ લેવાને પાત્ર, માતુશ્રી માત્ર;
સ્વિકારે વાત લખી દુ:ખીયા......રી. કહોને. ૧૨
હશે રચનામાં નહિં માલ, આણિને વ્હાલ;
કરી વટ ખ્યાલ, થશે ઉપકા......રી. કહોને. ૧૩
સુત માતા રે'વા સ્થાઇ, હું જેઠાભાઇ;
પોથિ કર સ્હાઇ, ચર્ણ ધરૂં પ્યા......રી. કહોને. ૧૪
કરો પોથીતણો સ્વિકાર, સુણે સરકાર;
વાંચે નરનાર, થાઉં આભા......રી. કહોને. ૧૫

લિ.

સ્વદેશપ્રેમી રાજભક્ત.

આ. ન. સે.

મજમુંદાર

જેઠાભાઇ લાલાજી દેશાઇ.

# પ્રસ્તાવના.

સંવત ૧૯૩૯ ના શુભ વર્ષમાં સ્વ૦ યુવરાજશ્રી ફત્તે-સિંહરાવના જન્મ નિમિત્તે લખાયલા 'પુત્રોત્સવ' ના લેખકને તે લઘુ કાવ્ય લખતી વખતે સ્વપ્ને પણ સંકલ્પ નહીં હતો કે તેજ યશસ્વી કુમારનો મરણાત્મક હતભાગ્ય લખ પ્રસંગ-વાનું તેના નશીબમાં નિર્મીત હશે ! પણ દૈવગતિ સર્વથા નિરંકુશ હોઇ અનિર્વચનીય છે એ સુપ્રસિદ્ધ વાત છે. યથા-ર્થજ કહ્યું છે કેઃ—'**सर्वंकषाभगवती भवितव्यतैव**' એક ઇંગ્રેજ કવિએ પણ આની આજ વાતનો અનુવાદ કરતાં લખ્યું છે કે—

"The economy of Heaven is dark,
The wisest clerks have missed the mark"

તાત્પર્યકે મનુષ્ય એક ધારે છે અને પ્રભુ બીજું ધારે છે, અર્થાત્ ઇશ્વરેચ્છા વિપરીત થયેલા મનુષ્ય સંકલ્પમાત્ર મિથ્યા છે અને પરિણામે દુઃખકારક થઇ પડે છે. ત્યારે અહીં એક સ્વાભાવિક પ્રશ્ન ઉદ્ભવે છે કે જ્યારે આમ છે ત્યારે મનુષ્યે સંકલ્પ ન કરવા ? અને સંકલ્પાધીનકૃતિ હોવાથી કાર્ય કર-વાનું શું કંઇ રહેજ નહીં ? પણ ઇશ્વરેચ્છા અનુકૂળ કરેલા સંકલ્પો ફળીભૂત થાય છે એમ ઉપર ધ્વનિત કરવામાંજ આ શંકાનો ઉત્તર છે એ વિચારવાન્ પ્રાજ્ઞજન જોઇ શકશે. પણ હજી એક પ્રશ્ન રહે છે કે ઇશ્વરેચ્છા અમુક સમયે વા પ્રસંગે શું હશે તે જાણવાનું સાધન શું ? તો પ્રત્યુત્તર એટલોજ છે કે હિંદુઓને તો વેદ અને વૈદિકશાસ્ત્રવિહિત વિધિવચનો અને બીજા મનુષ્યોને સ્વસ્વધર્મપ્રતિપાદિત આજ્ઞાવાચક વચનો, હિંદુમાત્રને માટે તો પરમાત્માએ પોતાની અનુકૂલ

તેમજ પ્રતિકૂલ ઇચ્છાઓ ફલસહિત વેદવૈદિક ગ્રંથોદ્વારા સાક્ષાત્ વા પરંપરયા સૂચિત કરેલી છે અને તદનુકૂલ વા પ્રતિકૂલ આચરનારાઓને તે તે ફલની પ્રતીતિઓ પણ થયેલી છે એથી ઉપર લખેલી વાત વધારે સુદૃઢ થાય છે. પણ વેદબાહ્ય આચાર વિચાર કરનારા હિંદુઓને માટે તો સર્વથા તે દ્વાર બંધ છે અને કરોળીઓ જેમ પોતાનીજ નિર્માણ કરેલી જાળમાં ગુંચાઈ મરે તેમ ગુંચાઇ મરવાનું છે. તેમને પોતાની બુદ્ધિ ઉપર છેવટે પાછા પડવું પડે છે અને બુદ્ધિની પરિચ્છિન્નતા કોના જાણવામાં નથી ? તેમ બુદ્ધિ અનુવિદ્ધ તત્વ સર્વથા સાપેક્ષ હોઈ એકદેશી હોય છે. તાત્પર્ય કે તે તત્વજ હોતું નથી. જે એક જણને તત્વરૂપે જણાય છે તેજ બીજા જણને અતત્વરૂપે જણાય છે આથી બુદ્ધિથી ગોઠવેલા સંકલ્પો અને તદનુકૂલ આચારો એકદેશી હોઇ પરિણામે કરોળીયાની ગતિમાં માણસને લાવી મુકે છે. આમાંથી બચવાનો માર્ગ એટલોજ છે કે બુદ્ધિનો સ્થાને અને સ્વક્ષેત્રમાં ઉપયોગ કરવો. શ્રુતિ સ્મૃતિદ્વારા સૂચિત આચાર વિચારો ઉપર પ્રથમતઃ શ્રદ્ધા રાખી તેના ઉપર મનન કરવું એટલે બુદ્ધિમાં તે આરૂઢ થાય એને માટે યત્ન વાન થવું અને ત્યાર પછી એને કૃતિમાં મુકવું. બુદ્ધિનો ઉપયોગ આથી સ્પષ્ટ મનમાં થયો. આ બધાનો ટુંકો અર્થ એટલોજ નીકળશે, અને જે સમસ્ત ગીતાશાસ્ત્રનું જીવાતુભૂત રહસ્ય છે કે—'જે કંઇ ભાવિ પ્રાપ્ત થાય તેમાં રાગદ્વેષવિના સંતુષ્ટ રહેવું અને કર્તવ્યભ્રષ્ટ ન થવું.' આજ મનુષ્યમાત્રનું મુખ્ય કર્તવ્ય ઠરે છે. આમાંજ પ્રારબ્ધ અને પુરૂષપ્રયત્નની દીર્ઘસુત્રી તકરારનો નીવેડો છે. ફલપરત્વે અદૃષ્ટ—પ્રારબ્ધ—નશીબ જે કંઇ કહો તે અને કર્તવ્યપરત્વે પ્રયત્ન—ઉદ્યોગ—કૃતિ—પુરૂષાર્થ જે કંઇ કહો તે. આમ માન્યાથીજ સંસારસાગર સહેલથી તે ગમે તેવો અપાર અને અગાધ હોવા છતાં પણ તરી જવાય એવું છે. આજ માન્યતાએ વિવેકી પુરૂષો સં-

સાગરમાં સુખરૂપજીવન ગાળે છે. આવાજ વિચારની દઢતાથી ગમે તેવા કષ્ટદાયી પ્રસંગમાં પણ મનુષ્યને ધૈર્ય પ્રાપ્ત થાય છે અને ભાવિની ઉપેક્ષાપૂર્વક-જાણે ભાવિને માટે તે બદ્ધ કરિ ન હોય તેમ પોતાની કર્ત્તવ્યનૌકાને મહોદધિના જલમાં ઝોકાવે છે અને પરિણામે સુખરૂપ પેલેપાર જઈ કૃતકૃત્ય થાય છે. સનાતન ધર્માવલંબીઓને તો અનિષ્ટ ભાવિની સામે આ એક મોટું પ્રતીકારનું સાધન છે. શુષ્ક વા કેવળ બુદ્ધિ-વાદીઓના આવા પ્રસંગમાં શા હાલ થાય છે તે ઉપર સૂચવ્યું છે અને સૂક્ષ્મદર્શીઓને પ્રત્યક્ષ અનુભવદ્વારા સિદ્ધ પણ હશે !

પ્રસ્તુત લેખના આવિર્ભાવમાં અનેક કારણો છે. એક તો આ લેખક આ રાજ્યનો વતની છે. એક વા અનેક રીતે તેને આ રાજ્ય સાથે સંબંધ છે તેથી આવા પ્રસંગમાં પોતાના માલિકને યથાશક્તિ આશ્વાસન આપવું એ એને કર્ત્તવ્યરૂપે જણાયું. બીજું આ દારૂણ પ્રસંગમાં અનેક સાક્ષરોએ અને કવિરાજોએ પોતાના ઉદ્‌ગારો કહાડેલા અને કવનો કવેલાં તે આ લેખકના હૃદયમાં સ્તબ્ધીભૂત થઈ રહેલા શોકને વહેવરાવવામાં ઉદ્‌બોધક સામગ્રીરૂપ થઈ પડ્યા એટલુંજ નહીં પણ લેખકના સહવાસમાં આવેલા સ્નેહી સંબંધી અને તેણે રચેલાં કાવ્યપુસ્તકોના વાંચક અનુભવીઓની આ પ્રસંગે કંઈક લખવા સુચના પણ થયાથી પરિણામ એ આવ્યું કે શમીવૃક્ષના કોટરમાં રહેલા અગ્નીની પેઠ અંતરમાં ધગધગી રહેલો શોક—'शोकः श्लोकतांगतः' એ મહાકવિ વાલ્મીકિની ઉક્તિ અનુસાર આ લઘુ લેખરૂપે બહાર વહ્યો અને હૃદયનો ભાર કાંઈક ઓછો થયો.

પ્રસ્તુત લેખના મુખ્ય ત્રણ વિભાગ કલ્પ્યા છે ( અનુક્રમણિકા જોવાથી જણાશે ) પ્રથમ ભાગમાં રણવીર નામદાર યુવરાજશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત આપવામાં આવ્યું છે (જેમાં ભરતખંડ માંહેનાં ક્ષેત્ર-ધામ ઇત્યાદિનું અને ગુજરા-

તનું તેમજ તે માંહેના કવિ—ગ્રંથકાર ઇત્યાદિનું સંક્ષિપ્ત વર્ણન છે.) દ્વિતિય ભાગમાં આ દુષ્ટ પ્રસંગનિમિત્તક વિરહોદ્ગારો સંગ્રહાયા છે (જેમાં શ્રી યુવરાજની ઉત્તરક્રિયા ઇત્યાદિ પ્રસંગ છે ) અને તૃતિય ભાગમાં વાંચક લેખક ઉભયના શોકશમનાર્થે યથાશક્તિ યથામતિ વસ્તુસ્થિતિના યથાર્થ દર્શન પ્રદર્શનપૂર્વક અનાદિકાલથી ચાલતી આવેલી વેદવિહિત પ્રથાનુસાર સરલ પણ બોધક પદોમાં ભગવચ્ચિંતન કરવામાં આવ્યું છે કારણ ભગવચ્ચિંતન આ પણ એક શોકશમનનો માર્ગ છે. એ ચિંતનમાં ગર્ભિત રીતે ઉપર સુચવેલી મનુષ્યબુદ્ધિની મર્યાદા અને તેમાંથી ઉગરવાનો ઉપાય સુચવવામાં આવ્યો છે. અનેક રીતની વ્યવસાયમાં આ શોકપ્રસંગે લેખકે અવકાશ લેઈ આ વિરહજનક સ્થાન ( વડોદરા ) માં વસીને પુસ્તકત્વરાથી પ્રસિદ્ધ થવા માટે કાવ્ય રચના કરી છે તેજ પ્રમાણે અલ્પ સમયમાં તે પ્રકટ થયું હોત પરંતુ સ્વર્ગવાસી યુવરાજ શ્રી ફત્તેસિંહરાવની છબી પુસ્તકમાં મુકવા કેટલાક સજ્જનોની સુચના થયાથી પુસ્તક મુદ્રાંકિત થયા પછીથી છબીઓ કરાવી મંગાવતાં કાલ વ્યતીત થવાને લીધેજ પુસ્તક પ્રસિદ્ધિમાં આવતાં વિલંબ થયો છે. આ પુસ્તકનો કર્તા વિદ્વાન પંક્તિનો અથવા પ્રસિદ્ધિમાં આવેલો ગ્રંથકાર કે કવિ નથી છતાં તેણે આ "યુવરાજ વિરહ" નું લઘુ પુસ્તક લખી પ્રસિદ્ધ કરવા હીંમત ધરી છે તો હંસક્ષીર ન્યાયે આ લઘુ લેખમાંથી કોઇને કાંઇ વાંચવા વિચારવાનું પ્રાપ્ત થશે અને તેમાંથી કાંઇ ઇષ્ટ આશ્વાસન મળશે તો લઘુ લેખનો મુગ્ધ પણ કેવલ સત્યાવલંબી લેખક કૃતકૃત્ય થશે. તથાસ્તુ !

વીરક્ષેત્ર. } રાજ્યભક્ત.

આશ્વિન પૂર્ણિમા.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | વિષય. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૮ | યુવરાજશ્રી ફત્તેસિંહરાવનું જીવન. | ૨૬ | વણાણ્યો | વખાણ્યો |
| ૯ | (ઇ) ગુજરાતના કવિ ગ્રંથકાર. | ૧૬ | બાળશંકર | બાળાશંકર |
| ૧૦ | ,, | ૧૧ | વૃજભૂણદાસ | વૃજભૂખણદાસ |
| ૧૦ | ,, | ૨૧ | રણછોડ | રણછોડજી |
| ૧૧ | ,, | ૨૭ | દેવાશ્રીયી | દેવાશ્રયી |
| ૧૫ | (ઊ) દેશહિતેચ્છુ અને વીરપુરૂષો. | ૧૫ | પંહિતો | પંડીતો |
| ૧૫ | ,, | ૨૦ | શેવા | સેવા. |
| ૨૨ | (એ) વડોદરાનું સંક્ષિપ્ત વર્ણન | ૮ | ઉસ્સાદ | ઉસ્તાદ. |
| ૩૪ | (અઃ) યુવરાજનો મંદવાડ | ૧૧ | ધડા | ઘડી. |
| ૩૯ | (ધ) અંબિકાની આરાધના | ૮ | દૈવી | દેવી. |
| ૫૧ | (ઇ)મહારાણીશ્રી ચીમનાંબાઇનું રૂદન | ૨૨ | હજાર | હાજર |
| ૫૨ | ,, | ૧૦ | શેવક | સેવક. |
| ,, | ,, | ૨૩ | શ્રામંતે | શ્રીમંતે |
| ૫૮ | (ઉ) મિત્રોની મુઝવણ. | ૯ | કારએ | કરિએ |
| ૬૨ | (એ) પ્રજાનો પોકાર | ૧૧ | ૨ | ક્રુર |
| ૭૦ | (અં) ગોવિંદની ગતિ ન્યારીછે | ૮ | લપટાયા | પ્રલટાયા |
| ૯૬ | (ણ) પ્રેમની પીડા વિષે | ૨૪ | દીલદીર | દીલગીર |
| ૯૭ | ,, | ૧૯ | છોડયા | દોડ્યા |
| ૧૦૭ | (ફ) તાર અને પત્રોથી દિલાસો. | ૧૩ | તણાં | તણો |
| ૧૧૦ | (બ) પુસ્તક કર્તાનો શ્રીમંત મહારાજા સાહેબને દિલાસાપત્ર | ૩ | અર્ચીને | અર્ચીને |
| ૧૧૮ | (મ)બહારની પ્રજાએ કીધેલોશોક | ૨૪ | લાગ્યું છે | લાગ્યું છે |
| ૧૨૭ | (સ)ચકોર પ્રતિઉક્તિ. (શાર્દૂલવિક્રીડિતવૃત્ત છે) | | | |
| ૧૩૩ | (અ) પ્રેમદાનો પરિતાપ | ૨૪ | દુઃખી છે | દુઃખીછું |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩૫ | પુત્ર મહિમા | ૧૫ | યુવાનાશ્વ | યુવનાશ્વ |
| ૧૩૯ | ,, | ૨૬ | હહરની | હજારની |
| ૧૪૨ | પુત્ર મરણનો ઘા કદી રૂઝતો નથી. | ૭ | સાથી | શાથી |
| ૧૪૨ | ,, | ૨૦ | સાંશા | સાંસા |
| ૧૪૩ | ,, | ૨૪ | જમકરેછે | જમકહેછે. |
| ૧૪૪ | દામના ઝઘડાની સલાહ શાંતિ | ૫ | દિવેસ | દિવસ |
| ૧૪૪ | ,, | ૭ | હસે | હશે |
| ૧૪૮ | (અ) દુઃખકારક પ્રીતિને વશ ન થવા વિષે. | ૨ | ક્રતાં | કરતાં |
| ૧૫૦ | (આ) અવતરેછે તેજ મરે છે. | ૨૨ | બંધાંયે | બધાંયે |
| ૧૫૨ | (ઇ) ભાવી મિથ્યા થતું નથી. | ૨ | જીવા | જાવા |
| ૧૫૭ | (ઍ) આત્મા અમર છે. | ૨૩ | માત્મા | આત્મા |
| ૧૬૨ | (અં) દુઃખ સમયે ધૈર્યધરવા વિષે | ૫ | દરસાવે | દરશાવે |
| ૧૬૨ | (અઃ) સુખનો વિચાર કરવા મનને શિક્ષા. | ૧૯ | મહીં | નહીં |
| ૧૬૪ | (ક) શાંતિમાંજ સુખ છે. | ૪ | મેરાર | મોરાર |
| ૧૬૬ | (ગ) સંસારમાં પચી રહેલાને સુબોધ | ૧૯ | ર'શે | રે'શે |
| ૧૬૮ | (ઙ)પરોપકારકરવામનને સુબોધ | ૧૪ | સ્હારૂ | ત્હારૂ |
| ૧૬૯ | ,, | ૬ | પકાયાં | પસાયાં |
| ૧૭૦ | (ચ) નિયંતા સર્વથી ન્યારોછે. | ૭ | સાનંદશ્ચર્ય | સાનંદાશ્ચર્ય |
| ૧૭૨ | ,, | ૨૩ | ભષ્ટ | ભ્રષ્ટ |
| ૧૭૬ | (છ) કીર્તિસદા અમર છે | ૯ | માનધાતા | માન્ધાતા |
| ૧૭૭ | (જ) પ્રાણી ઉગારવા પ્રભુ સમર્થ છે. | ૮ | સમર્થને | સમર્થછે |
| ૧૮૦ | ઉપસંહાર | ૧૭ | એવાં પ્રાંતનું | એવા પ્રાંતનું |



| જન્મ | યુવરાજશ્રી | સ્વર્ગવાસ |
|---|---|---|
| સંવત ૧૯૩૯. | ફતેસિંહરાવ | સંવત ૧૯૬૪. |

# * શાંતિસ્તવન.

પદ.

( બિહાગ )

ધ્યાને વિનંતી ધરો—કૃપાળુ ધ્યાને વિનંતી ધરો—ટેક.
વિનતી કરૂં નમિ તવ પદપંકજ, આશ્રય જાણી ખરો;
એ આશ્રય પ્રભુ આપપ્રતાપે,[2] નિશ્ચય[3] લેવા કર્યો.—કૃ૦ ૧
નિશ્ચય કીધો પ્રીતિ દુઃખ[4] દીઠું ગ્રાહક નારી નરો;
શોક શમે જો ખસે મોહ[5] માયા, ખસવા સુબોધ ભર્યો[6]—કૃ૦ ૨

---

* વિરહપોથીના આરંભમાં પણ પ્રભુસ્તવન તો કરવુંજ જોઇએ એમ મ્હારો તો વિચાર અને નિશ્ચય હતોજ, તેમાં વળી કોઈ મ્હારા વિદ્વાન સ્નેહીએ સુચના કરી કે શાંતિ માટે સ્તવન પણ કરૂણારસના રાગમાંજ રચો. વિચાર કરતાં ઉપરનો બિહાગ રાગ અમને ઠીક જણાયો. જો કે ગાવા સાંભળવાનો મ્હાવરો અને શોખ નહીં હોય તેને ઠીક નહીં લાગે પરંતુ રસ રાગના જાણુ અને ગ્રાહકો હજી ઘણા છે અને પ્રતિ દિવસે થતા જાય છે તેથી તેમને સંતોષ થશે. ૧. સાચો આશ્રય શ્રી હરિનોજ છે. ૨ શક્તિ અથવા કરૂણા પણ આ ઠેકાણે જાણવી. ૩ નક્કી કર્યું કે આપનોજ આશ્રય લેવો. ૪ પ્રીતિનું દુઃખ દીઠું અથવા કેટલાંક સ્ત્રી પુરૂષને પ્રીતિથી પિડાતાં દેખી તેવાં ગ્રાહકો માટે આપનો આશ્રય લીધો. ૫. મોહ=આશક્તિ અને માયા=પ્રેમ અથવા સ્નેહ ખસે તો દુઃખ અથવા શોક શમે. ૬ ભરી કાઢ્યો અથવા દાખલ કર્યો (પુ-

બોધ ભર્યો[7] પણ પુસ્તક માંહી, પાત્ર નહીં [8]પામરો;
[9]પાત્ર કરીને માનવ જનનો મોહ વિપત્તિ હરો— કૃ૦ ૩
હરિને વિપત્તિ ઐહિક[10] સહુની દોષ સદા વિસરો;
દોષ ભુલીને નિત્યને માટે, છો [11]વળી બેલી ઠરો— કૃ૦ ૪
બેલી થઇ પ્રભુ જે કરવાનું તે મનને ઉચ્ચરો;
તેને કહી સદ્‌માર્ગ બતાવો મન [12]મનમાં ઊતરો— કૃ૦ ૫
વિરહી વિયોગી માતપિતા સ્ત્રી, સ્નેહી સંબંધી [13]ધરો;
શાંત કરો તન[14] તેમનું અંતર જેઠમ કાર્ય કરો.— કૃ૦ ૬



# *યુવરાજ શ્રી ફત્તેસિંહરાવનું જીવનચરિત્ર.

## કવિત.

મૃત્યુલોકમાંહી અતિ માનવંત ને પુનીત,
આદ્યથી ભરતખંડ પ્રખ્યાત પુરાણમાં;

---

સ્તકમાં બોધ પણ છે.) ૭ બોધ ભર્યો છે ખરો પણ જયારે સમજનાર કે માનનાર નહીં હોય ત્યારે તો પુસ્તકમાંજ રહેશે. ૮ ગરીબો (પાત્ર નહીં તેને પામર જીવ ગણ્યા છે કારણ જ્ઞાન ભક્તિ સદ્‌ભાગીનેજ મળે છે.) ૯ પાત્ર ન હોય તેને પાત્ર કરી મોહથી થતી વિપત્તિને હરો. ૧૦ અહીંની વિપત્તિ. ૧૧ બેલી તો છોજ પણ વધારે થાઓ. ૧૨ મનના પણ મનમાં ઉતરો. ૧૩ ધરનું બહુ વચન. ૧૪ શરીર અથવા પ્રજા.

* યુવરાજનું જીવન તેમનુ યુવાવસ્થામાંજ અને તેમાં વળી તે અવસ્થાની શરૂઆતમાંજ એટલે પચ્ચીસ વર્ષમાંજ દૈવેચ્છાએ પુર્ણ થવાથી જે જે ઉત્તમ કાર્યો તેમને સ્વહસ્તે થવાની પ્રજાએ આશા રાખી હતી કે રાખી હશે તે અસ્ત થઇ છે, તેથી આ જીવનચરિત્રમાં તે ઉછર્યા ત્યારથી આજ

ભક્તિ જ્ઞાન યોગનીતિ પ્રીતિ કર્મકાંડ રીતિ,
ભીતિ ભગવંતતણી જ્યાં નથી અજાણુમાં;
આચાર વિચાર વ્યવહાર ને અઢાર વર્ણ,
નિવાસ કરે છે દીપ્યો ભિન્ન ભિન્ન વાણુમાં;
જેની પંડિતાઇના પ્રતાપથકી વિલાયત,
જર્મની આદીક દેશ આવિયા પ્રમાણુમાં. ૧

રૂષી મુનિ યોગી વૈદ્ય ગણુક ને ગ્રંથકાર,
શીલ્પ જાણુનાર વસે ભાત ભાત કામના;
કારીગર હુન્નરીઓ હજીયે હયાત જહાં,
ગવાય છે ગુણુ પુજ્ય ભાવે કૃષ્ણુ રામના;
ભક્તનાં ચરિત્ર જહાં ભાવથી વંચાઇ રહ્યાં,
રક્ષણુ કરે છે જેનું ધણી ચાર ધામના;
ક્ષેત્ર જ્યાં પવિત્ર, સપ્ત પુરીઓની સુંદિરતા,
પુરે છે જે જેષ્ટભાઇ પુરી મન કામના. ૨

જે ભરતખંડ માંહી ભાવે વસી ભાગીરથી,
યમુના ગોદાવરી છે સિંધુ ને સરસ્વતિ;
કાવેરી, નર્મદા કૃષ્ણા મહા ને ચંબલ ભીમા,
સરયુ પુર્ણા ને મહી ભદ્રા છે ભોગાવતી;
વિશ્રામ વિરામતણાં જહાં સ્થળ સુંદિર છે,
વન ઉપવન શોભી રહ્યાં છે જહાં અતિ;

---

સુધીનીજ કારકીર્દિ આવવાથી તેનો વિસ્તાર થઈ શક્યો નથી પણુ એ બ્હાને અથવા તેને શોભાવવાને ટુંકમાં ભરતખંડમાં થયેલા રાજા–રૂષી મુનિયો. પવિત્ર સ્થાનો–તિર્થો અને ધામો તથા નદિ, પર્વતો અને સતિઓ આદિ આર્યભુમીને શો-ભાવનારનું વર્ણન કરી સંબંધ મેળવી યુવરાજશ્રીનું જીવનચરિત્ર યથામતિ લખ્યું. છે.

હિમાલય આબુ ગીરીનાર [1]પાવો પ્રસિદ્ધ છે,
નીપજે છે જહાં બાર અઢાર વનસ્પતિ. ૩
સુંદીર નિર્મળ નીર ભર્યાં જ્યાં સરોવર છે,
કારીગરી પમાડે છે મોહ [2]કુદરતની;
પાષાણના પ્હાડ ભિન્ન ભિન્ન રંગદાર જહાં,
ખનીજની ખાણુ મળે ન્યૂનતા ન છતની;
પુષ્પને સુગંધી માટે પ્રથમ પંક્તિએ જેહ,
મધુર મેવા નીપજે વસ્તુ [3]રતરતની;
પરમ પવિત્ર જેમાં સ્થાન છે સમાધી યોગ્ય,
ભાવના કરે છે દેવ વસવા [4]ભરતની. ૪
દિલિપ નહૂષ નળ હરીશ્ચંદ્ર ભગીરથ,
દશારથરાય રામકૃષ્ણ જ્યાં થઇ ગયા;
પાંડવ કૌરવ જેવા નીપજ્યા પ્રતાપવંત,
જ્ઞાની બ્રહ્મચારી [5]ભિષ્મ ભારતમાંહી થયા,
પૃથીને પ્રતાપ સિદ્ધરાજ જ્યાં હમીર થયો;
થયા વીર ધીર જેહ ખંડમાં દીપી રહ્યા;
શાલીવાહન વિક્રમ જેમાં થયા શકકાર,
જેઠમ કુશળતામાં અન્ય દેશ છે કયા ? ૫
જે ભરતખંડમાંહી વિશ્વામિત્ર ને વશિષ્ટ,
ભારદ્વાજ ભૃગુ ધૌમ્ય કર્દમ અત્રી હતા;

૧ પાવાગઢ (પાવાગઢ ઉપર પણ ઘણીજ વનસ્પતિ થાય છે અને ગઢ જોવા યોગ્ય છે.) ૨ ઇશ્વરી કારીગરી. (વાદળોના રંગ બેરંગી દેખાવ—મંદસીતળ અને સુગંધીદાર પવન અને એવી બીજી અનેક ચમત્કૃતિ અથવા સૃષ્ટિસૌંદર્યતા). ૩ રૂતુ રૂતુની. ૪ દેવતાઓ પણ ભરતખંડમાં આવીને વસવા ઇચ્છા કરે છે એવો પવિત્ર અને સુંદીરતાવાળો દેશ છે. ૫ ભિષ્મપિતામહ. ૬ શકના વર્તાવનાર અથવા શક ચલાવનાર થયા.

માર્કંડ મુદ્દગલ મુનીચ્યવન શૌનક શક,
ગૌતમ જૈમિની મુચકુંદ જહાં શોભતા:
દધીચી જેવા દયાલ પાતંજલ ને કપીલ,
જાબાલિ ને જમદગ્નિ પરાશર ઓપતા;
મનુ યાજ્ઞવલ્કય જેવા થઇ ગયા [1]સ્મૃતિકાર,
વખાણે [2]વિદેશીજન આજે જેની વિદ્વતા. ૬
નીપજ્યા જે સ્થાનમાંહી મહામુની વેદવ્યાસ !
અવતાર જેહ નારાયણનો ગણાય છે;
ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવા જણાવ્યો માર્ગ,
પુરાણ અઢાર જોઇ આશ્ચર્ય પમાય છે;
ભગવદ્ ગીતા જ્ઞાનભક્તિ આદિ [3]મહોદધી,
વિદેશિયો વ્હાલ થકી જેમાં નિત્ય [4]ન્હાય છે;
એ પ્રતાપ વ્યાસતણો જે થયા ભરતમાંહિ,
જેઠમ વાલ્મિક કવિ ભારતે ભણાય છે. ૭
તારા સતિ દમયંતી અહલ્યા ને સુલોચના,
અનુસુયા સીતા કુંતા દ્રૌપદી અરૂંધતિ;
ગાંધારી સુકન્યા દેવહૂતિ સતી મંદોદરી,
કૌશલ્યા ગાર્ગી મૈત્રેયી સત્યવતી રેવતી,
ઉર્મિલા ઉષા યશોદા, દેવકી સુભદ્રા સતિ,
સાવીત્રી રૂકિમણી શાકુન્તલા જ્યાં થઇ હતી;

૧ સ્મૃતિઓ રચનાર (મનુસ્મૃતિ—યાજ્ઞવલ્કય સ્મૃતિ અને પારાશર સ્મૃતિઓ સ્મૃતિ એ અગાધ બુદ્ધિથીજ રચાઇ છે તાત્પર્ય કે ભરતખંડમાં આવા બુદ્ધિશાળી હતા. ૨ ઇંગ્રેજો ઈસાદી વિદેશવાળા પણ ભરતખંડના અગાળના વિદ્વાનોનાં વખાણ કરે છે. ૩ મહાસાગર. ૪ જ્ઞાન સાગરમાં ન્હાય છે—જ્ઞાન લે છે. ભરતખંડમાં રચાયલું ભગવદ્દગીતાનું પુસ્તક સર્વ દેશોને માન્ય છે.

ગિરિજાના ગાય ગુણુ ઉત્તરાની ઓળખ છે,
જે ભરતખંડમાંહી ઉત્તમ કરી કૃતિ. ૮
દીનનો દયાલ અને પામરનો પ્રતિપાલ,
કપટનો કાલ [૧]દુઃખભંજન થઈ ગયો !
જેવો [૨]વિરધીર તેવો પંડીતને પોષનાર,
[૩]ધન ધુળ જાણુનાર ભારતમાંહી થયો !
ભોજ જે ભરતખંડે, ભર્તૃહરિ પાકી ગયો,
જ્ઞાની ગોપીચંદ જે ભરતમાંહી નીપજ્યો;
કાલિદાસ–માઘ–બાણુ–શંકુ ભવભૂતિ થયા,
જેઠમ જેનો પ્રતાપ જાય ના કદી કહ્યો. ૯
જાત જાત તણાં જહાં માનવમાં રત્ન થયાં,
જહાં [૪]ગુરૂશંકર [૫]વલ્લભ યશ ગાજે છે;
જે ભરતખંડ માંહિ યજન દેવોનું થાય,
ટેકથી પોતીકા ઇષ્ટ અંતર બિરાજે છે;
આસ્તિકતા પોતાવટ પ્રેમ ટેક જાતતણો,
વસે છે જે માંહિ રાજ્યભક્તિ દ્રોહ લાજે છે;
એવા સદ્ગુણુથી શોભાયમાન ભારતમાં,
જેષ્ટભાઇ ગૂજરાત સ્થાન સૂખકાજે છે. ૧૦
જેહ ગુજરાત દેશ [૬]ગરૂવો રૂડો ગણાય,
અનેક જાતનું જેમાં અનાજ નીપજે છે;

---

૧ વિક્રમ જેને પરદુઃખભંજન કહેતા હતા તે. ૨ વીર =વીરો અથવા મહાન શક્તિવાળો, ધીર=ધીરજધરનાર. ૩ ધનને ધુળસમાન જાણુનાર=ધન કાંઇજ હીસાબમાં નથી એમ જાણુનાર ( વિક્રમ અને ભોજ, પંડિતો અને કવિઓને ઘણુંજ દ્રવ્ય આપતા હતા તેથીજ તે અચલ રહ્યા છે. ) ૪ શંકરાચાર્ય. ૫ શ્રીવલ્લભાચાર્ય. ૬ આદ્ય અથવા મ્હોટો. ( ગુરૂ જેવો ).

કપાસ તંબાકુ ગોળ–તેલની અપાર ચીજ,
રંગની વવાય વસ્ત જેથી શોભા સજે છે;
ભુમી છે રસાલ જેમાં વૃક્ષની ઘટા વિશેષ,
ભાવધરી ભેટવાને ભુમિએ ઝઝુમે છે;
મિષ્ટ ફળો પુષ્પપત્ર કંદમૂળ છે અતૂલ,
વાડી ગુજરાતમાંહી આનંદ ઉપજે છે. ૧૧
જેની માંહિ ન્યાત જાત ઓળખવા પ્હેરવેશ,
વિવેક વિચાર વટ શ્રદ્ધા અને [1]સ્વાગતા;
ખટરસ ભોજન ત્યાં થાય ભલી ભાતતણાં,
વરા ને વાજન થાય હોંસ થકી શોભતા;
મેવા ને મિઠાઇ મળે ખાન પાનની ન ખોટ,
[2]સોહાગી સરવ વિચારે છે [3]અનુકુળતા;
મેળા મ્હાલવાને થાય જહાં બહુ વર્ષમાંહી,
મિત્ર ને સંબંધી કરે સમો આવ્યે સ્હાયતા, ૧૨
જેહ ગુજરાતમાંહી હીરા મોતી હેમહાર,
આભુષણ અનેક ભાતનાં ધરે ભામની;
સુંદરી શોભાયમાન પ્રેમે પ્રફુલ્લિત રહે,
પટકુળ નવાં નવાં નિત્ય ન્હાય કામની;
કુશળતા પાક સારૂ સંસાર ચલાવવામાં,
મ્હેનતમાં મુખ્ય વાત ના કરે વિરામની;
આચાર વિચાર સ્નાન સુઘડતા ગુર્જરમાં,
જેષ્ટભાઈ કાળજી કરે છે નીજ [4]કામની. ૧૩
[5]ગુરૂ ને આચાર્ય સંત સાધુઓ પુજાય જહાં,

૧ આગતા સ્વાગતા=આવ્યાની બરદાશ. ( ગુજરાતમાં મ્હેમાનની બરદાશ ઘણીજ સારી થાય છે ) ૨ શોખીલા. ૩ સવડ ( પેહેરનાર ઓઢનાર સોહાગી ખરા પણ ઉડાઉ નહીં કે ખર્ચ કરીને દુઃખી થાય ). ૪ સ્ત્રી. ૫ મ્હોટા પુરૂષ

ધર્મ કર્મ ધ્યાન ભક્તિ વ્રતાદિક આચરે;
દેવ ને દર્શન કથા ઉત્સવ આદીક જ્હાય,
હુન્નર વ્યાપાર રોજગાર જ્યાં સદા ઠરે;
મનમાં કપટ નહીં ધુર્તતા ન કરે વાસ,
ગુર્જર ભુમી છે ભોળી ભાવમાં વધૂ ઠરે;
લોભાઇ [1]વિદેશીનૃપ ગુર્જરના વૈભવથી,
જેઠમ આવેલા હશે પૂરણુ થવા જરે. ૧૪
જેહ ગુજરાતમાંહી ભક્ત વજેસીંગ [2]થયો,
જેણે કળીકાળમાં ગોવિંદગુણુ ગાયા છે;
કષ્ટ કરી દ્વારિકાંના નાથને પ્રસન્ન કર્યા,
ઠાકોર ડાકોર લાવી ગુગળીને વ્હાયા છે;
જેહ ગુજરાતમાંહિ કાલિકા આદિક વસે,
ધર્મ કર્મ ધામ અન્ય ક્ષેત્રટેક માયા છે;
રંક ને શ્રીમાન જહાં સૂખથી ગુજારે દીન,
ભારતમાં જેષ્ટભાઇ જેના ગુણુ ગાયા છે. ૧૫
ગુર્જર જે શોભાવિયો વર્ણવી શામળભટે,
ધીરો અખો કવિ થઇ ભુમીને દિપાવી છે;
વલ્લભ ભાલણુ દયારામ કવિ જેમાં થયા,

અથવા જ્ઞાનોપદેશ કરનાર પુજ્યગુરૂ ( ગુજરાત એ સર્વ આચાર્યો અને ધર્મગુરૂનું પોષણુસ્થાન છે ).

૧ પરદેશી રાજા. ( ગુજરાત રસાળ છે અને તે ધનવાન પણુ છે એમ ધારીને મુસલમાનોએ ગુજરાત ઉપર ધણીકવાર ચઢાઇઓ કરી છે જે ઇતિહાસમાં છે. ૨ બોડાણો. (બોડાણાનું બીજું નામ વજેસીંગ હતું એ બોડાણે દ્વારીકાધીશને ભક્તિથી વશ કરી ડાકોરમાં આણ્યા જેથી ગુજરાત પાવન થયો અને હીંદમાં વણાણાયો, ડાકોર સઘળે પ્રસિદ્ધિમાં આવ્યું તે પ્રતાપ બોડાણાનો છે). ૩ પાવાગઢ ઉપર કાલીકા

છોટમ રત્નો ને [4]નભૂ જેને ભુમી ફાવી છે;
જેહ ગુજરાતમાંહી દીપ્યો દલપત્તરામ,
નર્મદાશંકરે ભુમી ગુર્જરી ગજાવી છે;
કવિ [5]રેવાશંકર ને [6]રૂષીરાજ [7]ગણુપત,
ભારતિના ભક્ત જેષ્ટભાઇ ભોમ ભાવી છે. ૧૬
ગુર્જર ભુમિ ગુણાળી પ્રથમથી છે પ્રસિદ્ધ,
નીપજી ગયા જેમાં હજીય ગ્રંથકાર છે;
[8]જવાહીરલાલ, મનસૂખરામ [9]હરીદાસ,
મણીલાલ નભુભાઇ યશનો વિસ્તાર છે;
[10]બાલ ને [11]ગોવરધન [12]નારાયણ ભીમરાવ.
મહીપત[1] ભોળાનાથ[2] મણી[3] હરી[4] હાર છે;
નવલ[5] ખુલાખી[6] નંદશંકર[7] છોટમલાલ,[8]
ત્રંબક[9] વિઠ્ઠલ[10] ડાહ્યાભાઇ[11] નામ સાર છે. ૧૭

માતા છે. ૪ નભુલાલ નડીઆદી. ૫ ખંભાતના. ૬ ભક્તકવિ. ૭ ગણુપતરામ. ૮ ઝવેરીલાલ. ૯ હરીદાસ વિહારીદાસ. ૧૦ બાળશંકર. ૧૧. ગોવર્ધનરામ. ૧૨ નારાયણ હેમચંદ્ર.

૧ મહીપતરામ રૂપરામ. ૨ ભોળાનાથ સારાભાઇ. ૩ મણીભાઇ જસભાઇ—મણીલાલ અજીતરાય—મણીલાલ ગંગાદાસ મણીભાઇ હરીભાઇ—મણીશંકર રત્નજી—મણીશંકર લજ્જાશંકર મણીભાઇજોશી—મણીલાલ ઝવેરી, મણીલાલ ભાઇલાલ, મણીલાલભટ્ટ. ૪ હરીભાઈ ગોપાલજી—હરીલાલ દેસાઇભાઇ—હરીલાલ દામોદર—હરીલાલ મનસુખરામ. હરીલાલ કૃપારામ. હરીલાલ અનોપરામ—હરીલાલ હર્ષદરાય. હરીલાલ લલ્લુભાઈ. હરિપ્રસાદ ભવાનીભાઈ. ૫ નવલરામ. ૬ ખુલાખીકવિ. ૭ નંદશંકર ૮ છોટાલાલ સેવકરામ—છોટાલાલ નરભેરામ, છોટાલાલ બાબરભાઈ ૯ ત્રંબકરાય વરજરાય. ૧૦ વિઠ્ઠલદાસ ધનજીભાઇ વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ. ૧૧ ડાહ્યાભાઇ ધોળશા. ડાહ્યાભાઇ

ગુર્જરી લેખક રણછોડભાઇ ઉદેરામ,
દોલતરામ રમણભાઇ [12]હારાલાલ છે;
સંઘવી[13] છગનલાલ[14] કણીયા[15] કેશીકરામ,
[16]નર્મદ [17]માર્કંડ [18]મનુ બુદ્ધિએ વિશાલ છે.
નૃસિંહ[19] ગોવિંદભાઇ પનુંભાઈ સારાભાઇ.
વીર[20] વૃજ[21] મોહનને[22] માધવ[23] ગોપાલ[24] છે;
અંબાલાલ[25]અમીધર[26]ભોગીંદ ને[27]વિનાયક[28],
કમળાશંકર લાલ[29] લલ્લુભાઇ[30] હાલ છે. ૧૮

સંસ્કૃત વિદ્યાભિલાષી[31] શાસ્ત્રીજી મગનલાલ,
કેશવ હર્ષદ કૃષ્ણરાવ[32] ચુનીલાલ છે[33];

---

પ્રાગભાઇ. ડાહ્યાભાઇ હરજીવન. ૧૨ હીરાલાલ વૃજભૂખણદાસ શ્રોફ. ૧૩ નગીનદાસ સંઘવી. ૧૪ છગનલાલ પંડયા. છગનલાલ મોદી. છગનલાલ લલ્લુભાઇ છગનલાલ હરીલાલ. છગનલાલ દાજીભાઇ. ૧૫ જેકીશનદાસ કણીયા. ૧૬ નર્મદાશંકર દેવશંકર. ૧૭ માર્કંડ નંદશંકર, ૧૮ મનુભાઇ. ૧૯ નરસિંહરાવ ભોળાનાથ. ૨૦ વીરપ્રસાદ વૃજરાય સંતોકરાય–વરજરાય વસંતરાય. વરજરાય વકીલ. ૨૨ મોહનલાલ જેશીંગભાઈ. ૨૩ માધવલાલ યાજ્ઞિક, માધવરામ હરીનારાયણ. માધવલાલ હરીલાલ. ૨૪ ગોપાળદાસ–ગોપાળશંકર ગોપાળજી ગુલાબભાઇ–ગોપાલજી પંડયા. ૨૫ અંબાલાલ સાકરલાલ. ૨૬ અમીધર રણછોડ. ૨૭ ભોગીંદ્રરાવ રતનલાલ. ૨૮ વિનાયક નંદશંકર–વિનાયક અનંતરાય. ૨૯ અમરતલાલ ૩૦ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ. ૩૧ મગનલાલ ગણપતરામ. ૩૨ કૃષ્ણરાવ ભોળાનાથ. ૩૩ ચુનીલાલ કવીશ્વર–ચુનીલાલ તારાચંદ. ચુનીલાલ વેણીલાલ. ચુનીલાલ લક્ષ્મિલાલ ચુનીલાલ પરભુદાસ. ચુનીલાલ મણીભાઇ.

[1]રામગોવિંદ ને [2]નારાયણ [3]દેવશંકર છે,
[4]ગાંડાભાઇ, ગુલાબની વાણિ તો રસાલ છે;
[5]ચિનુભાઇ [6]જેષ્ટભાઇ [7]સેવક [8]જીવણુલાલ,
[9]માણેક [10]મોતી ને દુલેરાય [11]પ્રેમપાલ છે.
[12]ગણુપત ગોપાલ ને [13]ગોકુલદાસ કીર્તિવંત,
[14]હરગોવિંદદાસ ને [15]બિહારી બંસીલાલ છે. ૧૯
[16]લાલજી [17]રંગીલ [18]પ્રભાશંકર નિર્ભયરામ,
[19]બેહેચરભાઇ [20]નાથાભાઇ ગુજરાતમાં;
[21]તુલસી [22]કીશનલાલ [23]કેશવ ગ્રાહક કવિ,

---

૧ રામગોવિંદ રામલાલ ૨ નારાયણ લલ્લુભાઇ. નારાયણ કેશવલાલ. ૩ દેવશંકર ભાઇશંકર. ૪ ગાંડાભાઇ અને ગુલાબરાય. ૫ ચીનુંભાઈ માધુભાઈ. ૬ જેઠાલાલ વરજભાઇ. ૭ સેવકલાલ રતનલાલ. સેવકલાલ દાક્તર. ૮ જીવણલાલ બારીસ્ટર. જીવણલાલ લાખિયા. ૯ માણેકલાલ ગોકળદાસ—માણેકલાલ હરજીવન—માણેકરામ ઉમિયારામ—માણેકભાઇ જસભાઇ—માણેકલાલ અંબારામ. ૧૦ મોતીલાલ લાલભાઈ—મોતીલાલ ચુનીલાલ—મોતીભાઈ રઘુનાથજી. મોતીરામ રાજારામ. મોતીશંકર. ૧૧ પ્રેમચંદ રાયચંદ—પ્રેમચંદ કરશનદાસ. પ્રેમચંદ કરમચંદ, પ્રેમચંદ ન્યાલચંદ, પ્રેમાભાઇ શેઠ. ૧૨ ગણુપતરાવ ગોપાળરાવ બર્વે. ૧૩ ગોકળદાસ કહાનદાસ—ગોકળદાસ તલાટી. ૧૪ હરગોવિંદદાસ કાંટાવાળા. હરગોવિંદ દાતાર. ૧૫ બિહારીલાલ ઇન્સ્પેક્ટર—વીહારીદાસ વાઘજીભાઇ. ૧૬ લાલજીભાઈ. ૧૭ રંગીલદાસ. ૧૮ પ્રભાશંકર રાવળ ૧૯ બેહેચર લશ્કરી. બેહેચરલાલ જીવણલાલ. બેહેચરદાસ વિહારીદાસ ૨૦ નાથાભાઈ અવિચળદાસ. નાથાલાલ દેસાઇભાઈ—નાથાશંકરશાસ્ત્રી. ૨૧ તુલસીદાસ બારીસ્ટર. ૨૨ કીશનલાલ દેવાશ્રીયી. કશનલાલ નહાલચંદ. ૨૩ કેશવલાલ

[24]મુકુંદ [25]વિહારી [26]કૃષ્ણ [27]મોરાર છે ખ્યાતમાં;
[28]ચતુર [29]મગનલાલ જાણે [30]પુરૂષોતમને,
[31]કીશોર હયાત હજી લેઉઆની ન્યાતમાં;
[1]ઝવેર જાણીતા [2]બળવંત તેમ બુદ્ધિવંત,
વિદ્યા અધિકાર કોઈ પ્રસિધ છે જતમાં. ૨૦
શેઠ શાહુકાર વસે નામવંત નીપજ્યા,
[3]શામળ [4]નહાલચંદ [5]હઠીશીંગ નામ છે;
[6]લાલ [7]મનસૂખભાઈ [8]ચીમન જાણીતા એમ,
વ્યાપારી હુન્નરી વસે દયા અને દામ છે;
જેહ ગુજરાતમાંહી [9]રંગ રાજનગરથી,
કારીગરીતણાં નિત્ય નવાં નવાં કામ છે;
રાંકતણા રોટલાનો ઠામ મોજ માણવાને,
ઉદ્યમમાં લોક જેષ્ટભાઈ અષ્ટજામ છે. ૨૧

---

ગીરધરલાલ—કેશવલાલ હીરાલાલ. ૨૪ મુકુંદરાય ૨૫ વિહારીદાસ અજુભાઇ. ૨૬ કૃષ્ણમુખરામ. ૨૭ મોરારજી ૨૮ ચતુરભાઇ વલ્લભભાઇ. ચતુરભાઇ શંકરભાઇ. ૨૯ મગનલાલ જયચંદ—મગનલાલ ભાઇશંકર. ૩૦ પુરૂષોત્તમદાસ વિહારીદાસ. ૩૧ કીશોરદાસ ઉર્ફે કશીયાભાઇ રામદાસ.

૧ ઝવેરભાઇ નાથાભાઈ ઝવેરીલાલ લલ્લુભાઇ ૨. બળવંતરાય મુનશી. બળવંતરાય ચંદુલાલ. ૩ શામળભાઇ નથુભાઇ. ૪. નહાલચંદભાઈ નથુભાઈ. ૫ હઠીશીંગ અથવા હીમાભાઈ શેઠ. ૬ લાલભાઇ શેઠ. ૭ મનસૂખભાઈ ભગુભાઇ મનસુખરામ. ૮ ચીમનલાલ શેઠ—ચીમનભાઇ શામળબેહેચરવાળા. ચીમનલાલ સેતલવાડ. ચીમનલાલ મુનસફ. ૯ અમદાવાદથી ગુજરાતનો રંગ આવ્યો છે. (વ્યાપાર રોજગાર કારીગરી અને સર્વ કાંઇ અમદાવાદમાં છે તેથી અમદાવાદે ગુજરાત દીપાવ્યો છે. એ અમદાવાદમાં રંક તવંગર સર્વ કોઇનું

ગુર્જર ભુમીનો મોહ લાગવાથી દક્ષિણથી,
આવિને વસ્યા છે દક્ષિણિયો ઘણી જાતના;
[10]ગોવિંદ [11]મ્હેરાળ ભાઉ જાણીતા થયેલ અહીં,
દેશમાં ન હોતા કોઇ સુખી સર્વ વાતના;
વ્હોરાઓ વસ્યા છે બાગ બંગાલા ને બેશકરી,
લાવે છે વિદેશ થકી માલ ભાંતભાતના;
પંકાય પ્રદેશમાંહિ ગુર્જર પ્રવાસ થકી,
**જેઠમ** જાણીતા શેઠ કોઇ તો જમાતના. ૨૨
પારસીઓ આવીને વસ્યા છે પુરા પ્રેમ થકી,
માનવંત [1]મોદીજીનું કુટુંબ ગણાય છે;
[2]દાદાભાઇ [3]દીનશાજી [4]સોરાબ [5]ધનજીશાહ,
[6]તાલીયારખાન [7]ટાટા તબાક કથાય છે;
[8]દેશાઇ [9]દીવાન સુબા [10]સાહેબી કરે છે [11]શેઠ.

---

પોષણ થાય છે) ૧૦ ગોવિંદરાવ રોડીયા. (વડોદરાના ગાયકવાડના દીવાન હતા) ૧૧ ગોવિંદરાવ પાટીલ. ગોપાળરાવ મ્હેરાળ જેમને મ્હેરાળભાઉથી સર્વ જાણે છે તે ગુજરાતમાં પ્રસિદ્ધ પુરૂષ થઇ ગયા.

૧ બમનજી એદલજી મોદીનું. ૨ દાદાભાઇ દીનશાજી. દાદાભાઇ નસરવાનજી વગેરે. ૩ દીનશા એદલજી. દીનશા જમશેદજી ઇત્યાદિ નામાંકિત ઘણા દીનશાજી છે. [4]સોરાબજી માસ્તર, સોરાબશા હોરમસજી. સોરાબજી કડાકા વગેરે. [5]ધનજીશા એદલજી. ૬ જહાંગીરશા અને એરચશા વગેરે તાલીયારખાન. ૭ ટાટાનું કુટુંબ નામીચું છે. માણેકજી તબાકનું કુટુંબ. ૮ નવસારીના દેશાઇજીનું કુટુંબ. ૯ દીવાનગીરી કરનાર કેરશાસ્પજી વગેરે. ૧૦ સાહેબ લોકને=ઇંગ્રેજ લોકને મુકાબલે મુકાય એવી જગો ભોગવી આનંદ કરે છે. ૧૧ શેઠીઆ પણ ઘણા છે.

આરત [૧૨]ઉધડિયા ને વિદ્વાન લખાય છે;
કુશળતા થકી દીપી દીપાવી ગુર્જરભુમી,
દેશને પ્રતાપે સુખી જેહમ સદાય છે. ૨૩
એપનો અધીક દેશ અવનીપતિઓ થકી,
જેનીમાંહી નામીચું [૧૩]નવાબ કેરું રાજ છે;
[૧૪]રાજપીપળા ને [૧૫]ઉદેપૂર વાડાસીનોર છે,
બારીયા [૧૬]લવણપૂર સુંથ રંગ [૧૭]સાજ છે;
વાંસદા ધરમપુર શોભતું સચીનરાજ,
ભાદરવા છાળીયેર, શીહોરે [૧૮]સુકાજ છે;
માંડવા વજીરીયા ઉમેટા ઘોડાસર આદી,
કેટલાં ગણાવું સારનોજ આ [૧૯]અવાજ છે. ૨૪
શોભી રહ્યો ગુર્જર તો [૧]રાજકવિ પંડિતથી,
રોજગારી વ્યાપારી ને શેઠ શાહુકારથી;
પાકયાં [૨]પાણીદાર રત્ન તે થકી પ્રકાશ થયો,
દેશહીતચિંતકો સ્વદેશ દીલદારથી;
જન્મી ગુજરાતમાંહી ભારત ને કીધો પાડ,

---

૧૨ કંટ્રાકટરો. ૧૩ ખંભાતના નવાબનું રાજ્ય જુનું અને ગુજરાતમાં પ્રસિદ્ધ છે. ૧૪ નાંદોદમાં હાલ રાજધાની છે તે રાજપીપળાનું રાજ કહેવાય છે. ૧૫ છોટાઉદેપુર. ૧૬ લુંણાવાડા. ૧૭ ગુજરાતને શોભાવવાનો સાજ. ૧૮ શીહોરામાં રૂપેરી હુકા ઘણાજ સારા થાય છે. ૧૯ વાણી. (ગુજરાતમાં ન્હાનાં મ્હોટાં ઘણાં રાજ છે. ઠાકોર ઠકરાત પણ વિશેષ છે જે કહે પાર આવે તેમ નથી તેથી માત્ર દેશીરાજ્યનું ભાન થવાને સાર જણાવી વાણીવિલાસ કર્યો છે.)

૧ રાજાઓથી અથવા કવિ અને પંડિતોથી. ૨ શૌર્ય અને હીંમતવાળા. વીરનરો પ્રકટ થવાથી અથવા સ્વદેશહિતેચ્છુ પુરૂષો જન્મ્યાથી ગુર્જરદેશ વધારે પ્રકાશમાન થયો

[3]ઇચ્છારામ સુર્યરામે પત્ર સમાચારથી;
હિંમત રાખીને હીંદખિટાનિયા તેવી લખિ,
સાહિત્યની પૂરી ખોટ જેષ્ટભાઇ પ્યારથી. ૨૫
ધર્મ કર્મ કાંડમાંહી જાણીતો ગુર્જર થયો,
જાણીતો થયો છે નીતિ ભક્તિ વ્યવહારને;
[4]ગુલાબ જ્યાં [5]મંછારામ [6]કીકાભાઇ વીર થયા,
[7]મ્હોટાભાઇ દેશાઇજી ધન્ય વીર ચારને;
અનેક વસે છે નામવંત નરો ગુર્જરમાં,
કહી શું શકીયે નામ, જણાવું છું સારમાં;
વાટીકા સુગંધીદાર, જાત જાત પુષ્પતણી,
ખીલી રહી જેષ્ટભાઇ યૌવનના બ્હારમાં. ૨૬
એવા ગુજરાતમાંહિ વિશ્વામિત્રી નદી તીર,
શોભીતું સરસ વટપતન વિશાલ છે;
વડોદરા જેનું વીરક્ષેત્ર નામ પ્રકટ છે,

(એકલા પંડિતો અથવા લેખકોજ હોય કે શ્રીમંતો અને શેઠીઆઓજ હોય ને વીરપુરૂષો ન હોય ત્યારે દેશ શું શોભે? કાંઇજ નહી. ત્યારે પુસ્તકકાર જણાવે છે કે સર્વ કરતાં પાણીદાર રત્નો પ્રકટ થવાથી ભુમી શોભી રહી છે) ૩. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ "ગુજરાતી" પત્રના અધિપતિએ સમાચાર પત્ર પ્રકટાવીને દેશની શેવા બજાવી આખા ભારતને જાણીતો કર્યો છે એટલુંજ નહીં પણ તેમણે ન જાણવામાં આવેલાં એવાં વ્યવહાર—નીતિ અને ધર્મભક્તિનાં પુસ્તકો પ્રકટાવી સાહિત્યની ખોટ પુરી પાડી છે ઇત્યાદિ કહેવાનો ભાવાર્થ છે. ૪ ગુલાબદાસ વકીલ. ૫ મંછારામ ઘેલાભાઇ. કીકાભાઇ પરભુદાસ. ૭ મોટાભાઇ મોતીલાલ દેશાઇ સુરતની પ્રજાના હિતાર્થે તનમત અને ધનથી મદદ કરે છે તેમ ગુજરાતમાં તે વીરનર છે.

ગાયકવાડની રાજ્ય ગાદી જ્હાં હાલ છે;
સુંદીરતા તેની તો [1]પ્રવેશ થતાં દષ્ટ પડે,
પુરીને નિહાળવા [2]વિદેશીઓને વ્હાલ છે;
આવી ચઢે અનાયાસે આનંદ લેવાને રહે,
જુગતે જોવાને યોગ્ય [3]પુરી જેષ્ટલાલ છે. ૨૭

જેમાં છે કામાટી બાગ, મોતીબાગ મસ્તુબાગ,
ફત્તેબાગ [4]નજર ને [5]કેવડા નિહાળિયે;
[6]લક્ષ્મિવિલાસનો બાગ [7]વાટિકા વિશેષ તહીં,
ઠામ ઠામ [8]ઠાઠ વૃક્ષ પુષ્પ વેલ ભાળિયે;
વાટિકાની મધ્ય છે [9]વિલાસ ને વિરામસ્થાન,
[10]ઓપતાં સદાય સાજ [11]સાહીત્યથી ન્યાળિયે;
[12]કારીગરી થકી માર્ગ શોભતા કીધા વિશેષ,
જેષ્ટભાઇ જોતાં ચિત્ત પાછું કેમ વાળિયે? ૨૮

ચિત્ત પરોવાય છે [13]પહાડ હોજ દેખવાને,

૧ શહેરમાં પેસતાંજ. ૨ ઇંગ્રેજો તથા બીજા પરદેશી પણ બાગ અને મેહેલ વગેરે જોવા આવે છે. ૩ પુરી જુક્તિથી=પુર્ણ મન પરોવીને અથવા ઝીણવટથી તેમ પુરી=શેહેર જોવાને યોગ્ય છે ઇત્યાદિ. ૪ નજરબાગ કેવડાબાગ. ૬ રાજ્યમેહેલની આસપાસનો બાગ. ૭ ન્હાની ન્હાની સુંદીર વાડીઓ. ૮ ઠેક ઠેકાણે જોવા જેવી રચના કરેલી હોય છે અને પુષ્પ જેનાપર શોભી રહ્યાં હોય છે એવી સુંદીર વેલ વૃક્ષોઉપર ચઢેલી હોય છે. બંગલો બેઠકો ઇત્યાદી. ૧૦ શોભે છે. ૧૧ કોચ—ખુરશી—તકતા—ઝુમ્મરો અને શોભા આપે એવા સર્વ સામાનથી. ૧૨ માળી લોકોએ પોતાની આવડથી રસ્તાની બે બાજુઓ જાત જાતનાં પુષ્પોથી અને છોડથી દેદીપ્યમાન કરેલી હોય છે. ૧૩ પર્વતના દેખાવ કરેલા.

શીતળ [૧૪]ગુફાઓમાં વસવા મન જાય છે;
ભુલભુલામણીમાં જવાને બહુ ભાવ થાય,
ઝૂલતો જોવાને પૂલ અધીરાઇ થાય છે;
વૃક્ષની લતાઓપર પક્ષીઓ કલ્લોલ કરે,
નિહાળી શ્રવણ કરી ચિત્ત હરખાય છે;
સુંદીર સરોવરોમાં રમે છે [૧]જળના જીવ,
હોજ ને [૨]ફુવારાતણી રચના સોહાય છે. ૨૯
આવે છે પ્રવાસી સ્થાન [૩]સંગ્રહનું જોવા ચહી,
વસ્તુઓ આ વિતક્ષણી ગોઠવી જણાય છે;
અનેક જાતના જીવ જોઇ મોહ થાય બહુ,
પ્રાણીનો નિવાસ જોઇ હેરત પમાય છે;
સંભાળ સરવતણી રાખવાને કીધાં સ્થળ,
એકથી ચઢે છે અન્ય ગુણ સર્વ ગાય છે;
વાટીકા સુંદીર સહુ વર્ણનની વેળા નથી,
જેષ્ટભાઇ અન્યને ઉચ્ચારવાને ચ્હાય છે. ૩૦
પીડા નથી પાણીતણી વડૂ સૂરસાગર છે,
મદન તળાવ વાડી [૪]વાયડા વારસિયુ;
સાહેલીઓ સોબત કરીને જાય વસ્ત્ર લેઇ,
ઘાટમાં [૫]ગમે છે રાજી તળાવ સરશિયું;

---

૧૪ રસ્તો નીચો કરી ગુફાનો દેખાવ કરી તેમાં શીતળતા રહેવા યુક્તિ કરી છે.

૧ રંગબેરંગી માછલાં તથા બતકો વગેરે. ૨ ફુઆરા તરેહવાર રીતે ફરતા ફરતા ઉડે છે. ૩ સંગ્રહસ્થાનમાં અનેક જાતની વસ્તુઓ ગોઠવી છે અને સર્વ જાતના જીવ જંતુ તથા પશુ પક્ષી વગેરે ગોઠવેલું છે તે જોવા ઘણા લોક આવે છે જે વિશેષમાં દેશ દેશની કારીગરી જોઇને પણ આશ્ચર્ય પામે છે. ૪ વાયડાવાડી. ૫ બાંધેલાં તળાવ સ્ત્રીઓને ન્હાવા

વાવડીઓ કુવા હજી કામમાં આવે છે બહુ,
વિપત્તિ ન વેઠે કોઇ જ્યાર થકી વસીયુ:
[6]શેઠ ને શ્રીમંતતણી વાટિકાઓ સુંદીર છે,
વડોદરૂ જોઇ મન જેઠમ સંતોષીયું. ૩૧
[1]એજ વટપૂરમાંહીં [2]લક્ષ્મીવિલાસનું કામ,
આશ્ચર્ય પમાડે છે ગુણો સરવ [3]નામના;
બહાર શોભાયમાન એવી રચના છે માંહી,
નમુના ગોઠવિયા છે દેશ દેશ [4]કામના;
એઠકો બનાવી બેશ, આશ્ચર્ય પમાય એવી,
[5]વાયૂના વીજળી યંત્ર, ગોઠવ્યા વિરામના;
ચિત્ર ને વિચિત્ર છબી ગોઠવી [6]રોનકદાર,
આવે છે જોવાને લોક દેશ દેશ ગામના. ૩૨
હેરત પામે છે હોજ સુંદીરતા સર્વ જોઈ,
સડકોને ચારે પાસ ગોઠવણી સારી છે;
ગુંચવાય [7]ગામડિયા, પંથને નિહાળે ફરી,
[8]ભોમિયાથી ભર્મ જાય એવી બેશ બારી છે;

---

ધોવા માટે ઠીક ગમે છે. ૫ વડોદરામાં શેઠીઆઓના બાગ અને વાડીઓ પણ છે કે જે સ્થળો જોવાલાયક છે.

૧ વડોદરામાં. ૨ લક્ષ્મીવિલાસ અથવા રાજમેહેલ. ૩ નામ પ્રમાણે ગુણ પણ છે એટલે "વિલાસ" પ્રમાણે વિલાસ પણ થાય છે. ૪ વિલાયતમાં થયેલી અને બીજી જગાએ થયેલી સુશોભિત કીંમતી વસ્તુઓ નમુના તરીકે ગોઠવેલી છે. ૫ વીજળીના પંખા. ૬ સુશોભિત અને ભભકાવાળી મ્હોટા માપની તસબીરો ગોઠવેલી છે. ૭ ગામડાના લોક જે રાજ્યમેહેલ જોવા આવે છે તે અનેક અટપટા રસ્તાથી ગુંચવાય છે અને નીકળ્યા હોય ત્યાં ફરીને આવી ઉભા રહે છે. ૮ જાણીતા માણસથી રાજ્યમેહેલ જોવાનું ઠીક પડે છે.

મકરપુરાનો મ્હેલ વાટિકા સુંદર બની,
સ્વર્ગપુરી સાંભળેલ ઠાઠ એવો ભારી છે;
નજર ઠરે છે એવો નજર બાગને જોયો,
જેષ્ટભાઇ સુંદીરતા સર્વતણી ૯ન્યારી છે. ૩૩
પૂરમાં અનેકવાર સાટમારી સેલ થાય,
નાટક મંદીરમાંહિ નવા ખેલ કરે છે;
ઘોડા ને ગાડીઓ ટ્રામ જાવ આવ નિત્ય કરે,
લોકથોક આમ તેમ ઉદ્યમમાં ફરે છે;
લગ્નતણી ધામધૂમ ચાલતી હશે શું નિત્ય ?
આવે પરગામી કોઇ આવું મન ધરે છે;
ચારે [1]દરવાજા વચ્ચે માંડવીના માળ જોઇ,
બાંધણી સુંદીરતાએ જેષ્ટભાઈ ઠરે છે. ૩૪
સોહાગી સુંદરી જહાં, સ્હવારથી સાંજ સુધી,
હરતાં ફરતાં ગાણું ઘરમાંહી ગાય છે;
ગરબાની વાત તે તો જણાઇ છે ગામે ગામ,
સેલાનીઓ સાંભળવા સેંકડો ભરાય છે;
[2]લટક લલના તણી ફુંદડી ફરવા તણી,
કંઠની મિઠાશ [3]તાળી તાશિર જણાય છે;

---

૯ જુદીજ રીતની. એક બાગમાં ને બંગલામાં કાંઈ કામ તો બીજામાં વળી બીજુજ કામ હોય છે.

૧ લ્હેરીપુરાનો—પાણીનો—ચાંપાનેરી અને ગેંડીનો એ ચાર દરવાજાની ચાર સડકો અથવા જવા આવવાના સુંદીર હારબંધ રસ્તા છે તે વચ્ચે માંડવી છે જેને ચઢતા ઉતરતી સુંદીર માળ છે ને છેક ઉપર ઘડીઆળ ગોઠવેલું છે જે ઉપર ગાયકવાડીનો ભગવો વાવટો ઉડે છે. ૨ સ્ત્રીઓનો ગાવા વખતનો લટકો ( કેડ નમાવીને ગરબામાં ગાય છે તે વખતનો ) ૩ વડોદરાની સ્ત્રીઓ નવરાત્રીમાં અને કોઇ પ્રસંગે લગ્નસરામાં

આવે છે સાંભળવાને પરગામી પુરમાંહી,
રસીક રંગીલુ આ વડોદર સોહાય છે. ૩૫
શે'રતો જોયાં છે બહુ, સ્વારીતો વડોદરાની,
[4]દેવસુદી [5]ગણેશની દસેરાની છે સહી,
તાજીયાનો ઠાઠ [6]લાગ જોવા જેવા થાય જહીં,
નટ ને ભવાઇ ખેલ ન્યાળવા મળે અહીં;
સરત ગમત થાય કવાયત લશ્કરની.
આવું સ્થાન ગુર્જરમાં ન્યાળતાં દીઠું નહીં,
ધામધુમ ધર્મતણી [7]વૈષ્ણવ ને [8]શ્રાવકોની,
મેળા ને ઉજાણી મેં'તો આવું ના દીઠું કહી. ૩૬
વીરક્ષેત્રમાંહી વસે કારીગર કામતણા,
રેશમનાં વસ્ત્ર અને મશરૂ વણાય છે;
સુતરાઉ સાડી થાય પાઘડી વણાય જહીં,
ત્રાંબા પીતળના ઘાટ સુશોભિત થાય છે;
સોનીઓ કરે છે હેમઆભૂષણ શ્રેષ્ટ બહુ,
[1]મૃતિકાનાં પૂતળાં નવાં નવાં ઘડાય છે;
અજબ પમાડે ઉર રંગાય છે વસ્ત્ર એવાં,
સુથાર લુહાર કામ દીપતું ગણાય છે. ૩૭

---

પણ ગરબા ગાય છે તે ત્યારે તાલીની પણ એક સરખી ઝડી જોવા જેવી છે. ૪ અશાડ સુદી ૧૧ દેવશાયની એકાદશીની. ૫ ગણપતિની. ૬ ખેલ કરે છે તે. ૭ વૈષ્ણવોના ઉત્સવના વરઘોડા (નરહરીનો વરઘોડો ઇત્યાદી) ૮ પર્યુષણમાં નીકળતા વરઘોડા.

૧ માટીનાં રમકડાં બહુજ સુશોભિત થાય છે એ રમકડાં અથવા પૂતળાં સ્વારિઓને દિવસે વિશેષ કરીને વેચાય છે (ગણુપતિ બેઠા પછી લોકો જોવાને જાય છે તે જોવામાં વિશેષ સારો દેખાવ પુતળાંનોજ હોય છે.)

પુરાણી પંડીત જહીં શાસ્ત્રી અને વૈદ્ય વસે,
હકીમ ને [2]બાળવૈદ્ય આવડમાં જાણિયા;
સુખડિયા સરસ જ્યાં, મિઠાઇ બનાવી જાણે,
ચોકસી ચતુર વસે, વિરક્ષેત્ર વાણિયા;
પારખ હીરાની કરે, મોતી ને માણક મૂલ,
એવા જ્યાં રહ્યા છે વસી, પુન્યશાળી પ્રાણિયા;
[3]શામળ [4]કહાનદાસ જહાં હરીભક્તિ થયા,
દક્ષિણિઓ દક્ષિણથી જેઠમ આવી રહ્યા. ૩૮

શ્રીમાન વસે છે જહાં પારેખ વણીક જાત,
ઇનામદારો ને સરદાર [5]સીલેદાર છે;
લશ્કરી પુરીમાં સુબેદાર ને સીપાઇ રહે,
રહે રોજગારી ને વ્યાપારીઓ અપાર છે,
પાનની પેદાશ ફળ ફુલ શાક સર્વ મળે,
[6]મારકીટ સુંદીરતા અતિ મોહકાર છે;
અજબ પમાડે મન, ગોઠવણી વસ્તુતણી,
બની રહ્યો બાગ તૂલ્ય, બેશ આ બજાર છે. ૩૯

અનેક બાંધ્યા છે જહીં સુશોભિત [1]બંગલાઓ,
મ્હેમાન નોકરસારૂ સવડ છે શોભતી;
[2]ન્યાયનું મંદીર જોઇ મનને મોહિત કરે,

૨ વડોદરાના બાળવૈદ્ય વધારે વખણાય છે. ૩ શામળ બેહેચર. ૪ કહાનદાસ વાઘજી. ૫ ઘોડેસ્વાર થઇને નોકરી કરનાર આશામદાર. ૬ ખંડેરાવમાર્કીટ અથવા શાકબજાર ઘણુંજ સુંદીર બંધાવેલું છે.

૧ ઘોડદોડના રસ્તાઉપર અને ઠેક ઠેકાણે સુશોભિત બંગલા બાંધેલા છે જેમાં અમલદારો રહે છે તથા પ્રાહુણાઓને માટે પણ બંગલા બાંધ્યા છે. ૨ ન્યાયમંદીરનું મકાન

[3]કાલેજની સુંદીરતા આનંદ આપે અતિ;
ડફ્રીન દવાશાળા જેહ બની જોવા જેવી,
ઇંગ્રેજી નિશાળ તણી કારમી દીસે કૃતિ;
કીયું કામ વખાણિયે? કિયું કામ વખોડિયે?
બંધાઇ છે ઇમારતો સર્વ ઠામ ઓપતી. ૪૦

જે પુરની માંહિ: અતી ઉત્તમ ગાયકવસે,
તાલ સૂર તણું જ્ઞાન જેમને વિશેષ છે;
જેમના ઉસ્તાદ મૌલાબક્ષને ભારતે જાણ્યા,
[4]દીલ્હીદરબાર થકી જેનો યશ બેશ છે;
વાગે છે પખાજ જહાં વાદ્ય નિત્ય ભિન્ન ભિન્ન,
[5]બાળકો કરે છે ગાન આનંદ હમેશ છે;
વિરક્ષેત્રમાંહી વાસ વિદ્વાનો સદાય રહે.
કાબેલ છે કામદાર કામમાં ઉજેશ છે. ૪૧

ઠાઠ જ્યાં દેખાય છે કચેરીઓનો ઠામ ઠામ,
ઉપરી ઘણાક પરદેશીઓ પોસાય છે;
નિહાળીએ પુરમાંહી વકીલના થોક બહુ,
કામ થવા પ્રજાજન આતુર ભરાય છે;
વડોદરા શોખીલાને વસવા લાયક સ્થળ,
સરવ સુખનું સ્થાન [6]વિદેશે વંચાય છે;
એવા વટપૂરમાંહી [1]પુસ્તકશાળાનું સુખ,
જેષ્ટભાઈ જોઇને સંતોષ અતી થાય છે. ૪૨

---

ઘણુંજ ભવ્ય બાંધેલું છે. ૩ ઇંગ્રેજી મદ્રેસા અથવા કોલેજ ઘણીજ સુશોભીત બાંધેલ છે. ૪ દીલ્હીદરબારમાં મૌલાબક્ષને ચાંદ મળ્યો હતો. ૫ ગાયનશાળામાં છોકરા ગાઇને આનંદ કરે છે. ૬ પરદેશમાં પણ વડોદરા વખણાય છે.

૧ વડોદરામાં પુસ્તકશાળાઓ ઘણી અને સારી અનુ-

જે પુરનીમાંહિ કવિ [2]પ્રેમાનંદ ભટ્ટ થયા,
જાણીતાં જગતમાંહી કવિતાનાં કામ છે;
કોવિદનો [3]મેર હજી આવો કોઇ થયો નથી,
ધન્ય વીરક્ષેત્ર ત્હારૂં અન્યોઅન્ય નામ છે;
જે પુરનીમાંહિ [4] ગિરિધર કવિ ભક્ત થયો,
રચ્યું રામાયણ જેનું આભારી તમામ છે;
જેમાંહી [5]નૃસિંહરામ જ્ઞાન પામી ગુરૂ થયા,
વસે [6]છોટાલાલ જેવા સાધુ અભિરામ છે. ૪૩
સંત ને સાધુઓ વસે પવિત્ર જ્યાં જૈનતણા,
મંદીર સુંદીર કારીગરીતણાં કામ છે;
નૌતમ રાગ આલાપ થાય જહાં ભોજકના
પૂજા થતા પ્રેમવાળાં જહાં નરભામ છે;
નિહાળવા યોગ્ય જહાં રચાયું મંદીર રૂડું,
સ્વામિનારાયણતણો વાડીમાં વિરામ છે;
માનતા મનાય જહાં પેગંબર પીર તણી,
એવા શીયા મુન્નિતણા સ્તુતી તણા ઠામ છે. ૪૪
બાળકૃષ્ણલાલતણા ઇષ્ટની બેઠક જહીં,
ઉત્તમ રાધાવલ્લભી મંદીર ગણાય છે;

---

કુળતા વાળી છે. ૨ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણકવિ પ્રેમાનંદ ભટ્ટ વડોદરામાંજ જન્મ્યા હતા અને કેટલોક વખત વડોદરામાંજ રહ્યા હતા પણ તે સમયે વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારને કાંતો કાવ્યપરિક્ષા ન હો કે તેનો શોખ ન હો તેથી પ્રેમાનંદને રાજ્યની કાંઇ પણ મદદ ન મળવાથી તેમણે નંદરબાર રહીને પુસ્તકો લખ્યાં હતાં. ૩ ઉત્તમ અથવા શીરમણી કે મ્હોટો. ૪ રામાયણ રચનાર વડોદરાનો ભાવસાર હતો. ૫ વિસનગરા નાગર નરસિંહરામ જેમને તેમના શિષ્યો ઇશ્વરનો અવતાર માને છે તે. ૬ છોટાલાલ જીવનલાલ માસ્તર.

પુરમાંહી દેવળ ને [1]મંદીર છે દેવતણાં,
ભાવિક નારી ને નર દર્શનને જાય છે;
ખાન પાન ગાનમાં પ્રજા રહે છે ગુલતાન,
બાળક યુવાન વૃદ્ધ રૂડું રૂડું ન્હાય છે;
શોભીતું છે શે'ર પ્રજા પ્રેમાળ સદાય દીસે,
જેઠમ [2]કમાય તે ખરચ કરી ખાય છે. ૪૫
પ્રેમની ચાહક પ્રજા આઘથી આ શે'ર તણી,
અઢારે વરણ તણો એકમેક ભાવ છે;
એવા પુર મ્હાલતણા ભુપાલ ગાયકવાડ,
સમશેર બહાદૂર શ્રી સયાજીરાવ છે;
જેમને નીરખવાને, ત્રણ [3]સ્વારિઓને બ્હાને,
વિદેશી આવે છે લોક લાભ અને લ્હાવ છે;
વિદ્વાન નરેશ તણી નામના છે સર્વઠામ,
કુશળતા કામમાં કુટુંબમાં બનાવ છે, ૪૬
નજર પ્હોંચે છે જેની અહીંથી મહાલમાંહી,
લાભમાં પ્રથમ જેહ કેળવણી ન્હાય છે;
પાવરધી પ્રજા થવા, હુન્નર શીખવા નવા,
શીખી ધનવાન થવા ઉપાય યોજાય છે;
હક આપવાને જેણે કીધી ગોઠવણ રૂડી,
કાયદા કાનુન ન્યાય સૂખનાં ગણાય છે;

---

૧ વૈષ્ણવ સંપ્રદાયનાં ઘણાં ઉત્તમ મંદીર વડોદરામાં છે. જ્યાં શ્રાવણ માસમાં હીંદોળાના દિવસોમાં ઘણીજ શોભા થાય છે. ૨ જેટલું કમાય છે તેટલું ખરચ પણ કરે છે અર્થાત્ ઉદાર છે અથવા મોજીલી છે. ૩ વડોદરામાં વર્ષમાં ત્રણ સ્વારીઓ નીકળે છે એક અશાડ સુદી ૧૧ ને દિવસે દેવશયનીની, અને બીજી ભાદરવા સુદી ૧૪ ગણપતીની, તથા ત્રીજી આસો સુદી ૧૦ વિજ્યાદશમી અથવા દસેરાની.

હક પામનાર કામદારને ચંચળ કર્યો;
બાહોશી જેમની બધા દેશમાં બોલાય છે. ૪૭

જેમને ભારત તણા ભુપાલ જાણે છે સહુ,
[1]આધુનીક કાળના સુધારાપર પ્યાર છે;
[2]એકત્ર થવાને ન્યાત જેમની ઇચ્છા ઘણીક,
[3]વિધવાને પામરજનનો જે આધાર છે;
બાળલગ્ન થોભાવવા જેમણે કાનુંન કરી,
હવા જળ પામવાને જેમનો આભાર છે;
ઔષધશાળા અનેક કરી નીજ રાજ્યમાંહી,
શે'રને સુધાર્યું એતો ભારી ઉપકાર છે. ૪૮

જેમની ઓળખ હીંદહાકમ મુંબાઈ સાથે,
જેમની રીતી નીતિની જાણ વિલાયતમાં;
શીર છે અરીન કોઈ થાયતો નમે ન લેશ,
એવી ચંચળાઇ ગુંણ ઊંચા આવડતમાં;
પામ્યા ઇલકાબ [4]હીંદકેસરે થકી ભુપાલ,
એવા નૃપ હાલ કોઇ નથીજ ભારતમાં:
તેમને પ્રભુએ આપ્યો પરિવાર પ્યાર થકી,
એકદીન જણાયો ઉત્સવનો જગતમાં.
વિક્રમ સંવત ઓગણીસસેં ઓગણુચાળિ, ૪૯

ઇસવી સને અઢાર ત્યાશીતણા વર્ષમાં;
તીથીતો એકમ શુક્ર શ્રાવણસુદી પવિત્ર,
તારીખ ત્રીજી અગષ્ટે દીઠી પ્રજા હર્ષમાં;

૧ નવો સુધારો. ૨ સર્વ ન્યાતો એકમેક થઈ જાયતો ઠીક એવો તેમનો હેતુ છે. ૩ વિધવાવિવાહના પણ તે ઉત્સાહી છે. ૪ મહારાણી વિક્ટોરીઆએ દીલ્હી દરબારમાં તેમને "ફરજંદે ઇગ્લિશાયા"ના માનભર્યો ખેતાબ આપ્યો છે.

અરધી રજની ગયે [૫]ઉગ્યોચંદ્ર અવનીયે,
ચીમનાંબાઇ જનની ગણાયાં સરસમાં;
પ્રસવ્યો સુપુત્ર તેથી આનંદનાં વાગ્યાં વાદ્ય,
જેષ્ટભાઇ અધિકતા થઇ છે ઉજેશમાં. ૫૦
વિશેષ જણાઇવાત આનંદની પ્રાતસમે,
[૧]ગોરસ ગરદી થઇ ખાંડને વ્હેંચી હતી;
નોકર ચાકરને ઇનામ મળ્યું નૃપ થકી,
છઠ્ઠી સોમવારે કીધો દરબાર ભૂપતિ;
સાટમારી સેલ થઇ અજાણ્યું રહ્યું ન કોઇ,
શ્રાવણ સુદી બારશે, બારસા તણી કૃતિ;
ફત્તેસિંહરાવ નામ પાડિયું ઉલ્લાસ થકી,
પંદરમીએ પોષાક અપાયો સહૂવતી. ૫૧
રોશની થયેલી વટ પૂરમાંહી મ્હાલમાંહી,
તેરશે જાફ્ત હતી કાજી તે દીવાનની,
ઉત્સવ થયેલો એમ શે'રમાંહી ઠામ ઠામ,
શીખ્યા યુવરાજ રીત પછી [૨]ખાનપાનની;
રમત ગમત કરે એ વરસ એમ થયાં,
બીગડી બુદ્ધિ ઓચિંતી કાળ જે નાદાનની;
ચીમનાંબાઇને મંદવાડથી ઉપાડી લીધાં,
[૩]અઢાર પંચાશીસન મહીનો મે સાતમી. ૫૨
રાજપુત્ર હતા શીશુપણામાં તે સમયમાં.
ઉછેરવા ન્હોતું કોઇ પોતીકું અવાસમાં,

---

૫ ચંદ્ર અવની ઉગ્યો—ચંદ્ર જેવો પુત્ર થયો.

૧ યુવરાજ શ્રી ફત્તેસિંહરાવના જન્મદિવસે ગોરસ ગરદી=દહીંની રેલમ છેલા થઇ હતી. ( દધીઉત્સવ થયો હતો ). ૨ ખાવા પીવાની ( ખાતાં શીખ્યા ). ૩ સાતમી મે સને અઢાર પંચ્યાસીને દીવસે મહારાણી. સૌ. ચીમનાં-

સમય વિચારી શાણુપણું સદ્ગુણ જોઇ,
[4]સાલુકે રાવને સાંપો સુત બરદાશમાં;
સંરક્ષક જેમ તેમ યુવરાજ ચંચળતા,
કોહીનૂર આવી ગયો અધિક [5]ઉજાસમાં;
બોલાવે [1]ચલાવે પિતા રાજી થાય રમતથી;
ગાડી ઘોડે ફેરવે છે ભુપાલ ઉલ્લાસમાં. ૫૩

દિવસે દિવસે કળા [2]શશીની સમાન વધી,
કેળવણી સાતથી શરૂ કરેલ પ્યારમાં;
છઠું ધોરણ મરાઠી પુરૂં કરી પાસ થયા,
બુદ્ધિનું બતાવ્યું બળ વય વર્ષ બારમાં;
પુરાં થતાં પંદરને શરૂવાત સોળતણી,
મેટ્રીકમાં પાસ થયા સંવત્સર [3]ચારમાં;
સન ઓગણીસેં એક જોડાયા [4]કાલેજમાંહી,
વિલાયત વસ્યા જઇ પંકાયા [5]હજારમાં. ૫૪

ઓકસફર્ડ કેમબ્રીજ શોભાવ્યું છે વિદ્યાલય,
કેળવણી બી. એ. સુધી લીધી ઉંચ આશમાં;
શારીરસંપત્તિમાંહી અચાનક [6]આવિ આડ,
ઓગણિસેં બેની સાલે આવિયા [7]નિવાસમાં;

---

બાઇના કાળ થયો. ૪ સાલુકેરાવ મહારાજ સાહેબના સંબંધીને. ૫ અજવાળામાં.

૧ બોલવા ચાલવાથી. ૨ ચંદ્રમાની કળા જેમ દિવસે દિવસે વધતી જાય છે તેમ યુવરાજશ્રીની કળા વધતી ગઇ. ૩ ચારજ વર્ષમાં. ૪ ઇસવીસન ઓગણીસેં એકમાં કાલેજમાં જોડાયા. (ભણવા વિલાયત ગયા ને ત્યાં રહ્યા) ૫ ઘણા માણસોમાં તેમના ગુણની પ્રસંશા થઇ. ૬ હરકત આવી. ૭. વડોદરામાં.

વડોદરે રહી સ્નેહસંબંધ કેળવી જાણ્યો,
બંધાઇ પ્રજાને બાંધી પ્રેમતણા પાશમાં;
લાયક ઉમર ગણી લગ્ન થવા મહારાજે,
કન્યાની કીધેલી શોધ વસવા વિલાસમાં. ૫૫

દક્ષિણમાં કરી ખોળ, રૂપવાન ગુણ ભરી,
વટપુરમાં બોલાવી પદ્માવતી બાઇને;
ધામધુમ કીધી પાણીગ્રહણ કરાવ્યું પુરે,
ઓગણીસેં ચારમાંહી [૮]વસ્યા પ્રેમ પાઇને;
ઓગણીસસેંને પાંચ ઇસવીની સાલમાંહી,
પુત્રી પ્રકટાવી ઉઠ્યાં પદ્માવતી ન્હાઇને;
ઇંદુમતિ પાડ્યું નામ પાલકે પૌત્રીનું પ્રીતે;
અધીક ઉત્તમ જાણી પુત્રિની સગાઇને. ૫૬

અઢારમી જાન્યુઆરી ઓગણીસેં પાંચ દીન,
વિલાયત ગયા ફરી રાખી અહીં ભામની;
વરસ એક ને દીન સત્તરે પ્રવાસ કરી,
આનંદથી વારતા સ્વિકારી છે વિરામની;
ઓગણીસેં સાત માંહી લક્ષ્મીદેવી પ્રકટાવી,
પુત્રી બેની માત થઇ યુવરાજ કામની;
[૧]પદ્માવતિ યુવરાજે આનંદ કીધો છે નિત્ય,
[૨]સસરા પિતાનો પ્રેમ પીધો દીન [૩]જામની. ૫૭

સયાજી મ્હારાજ ઘેર ઉત્સવનો આવ્યો દીન,
ઓગણત્રીસમી જુન ઓગણીસ આઠનો.

---

૮ વડોદરે ઇસવીસન ઓગણીસેં ચારમાં રહ્યા.

૧. પદ્માવતી બાઇ અને યુવરાજ બંન્ને પરમપ્રેમથી રહેતાં હતાં. ૨ સસરા તે પદ્માવતીના શ્રીમંત સયાજીરાવ મહારાજ અને તેજ યુવરાજના પીતા. ૩ રાત્રી. (દિવસે

પદ્માવતિ બાઇએ પ્રકટ કર્યો કુંવરને,
ઉત્સવ થયો છે વટપૂરમાંહી ઠાઠનો;
પ્રેમથી પ્રતાપસિંહ નામ પાડ્યું સયાજીએ,
[4]સંતોષ થયો છે બહુ હરખ્યા પ્રજાજનો;
આશિષ આપે છે પ્રજા યુવરાજ પ્રેમ જોઇ,
પ્રતાપ સમાન હજો પ્રતાપ પ્રતાપનો. ૫૮
પ્રતાપ પિતા પરમ વિવેકી વિનયી થયા,
ધૈર્ય ને હીંમત નીતિ અધિક ઉદારતા;
[1]સ્વધર્મ સાચવવાની ટેવ પુરા પ્રેમ થકી,
હસતા મુખથી કરી આનંદથી વારતા;
વાણીમાં મીઠાશ કામે આવડ કાબેલપણું,
સમજી જતા સહેલ પ્રશ્ન ના ઉચારતા;
ટેક ને સંપમાં પુર્ણ સ્વદેશહિતેચ્છુ થયા,
પ્રજાનો ઉદય ચહી સ્નેહ ના વિસારતા. ૫૯
પિતાતણો પ્યાર જેણે મેળવ્યો અપાર ભણી,
સદ્ગુણ વસાવીને છકયા નહીં જાતથી;
રાજકાજ કેવું થાય જાણવાની હોંસ કરી,
અધિકારી સાથે વાત કરી આવડતથી;
રાજયની લગામ લેવી પડશે કોઇક દીન,
ધારીને નીપૂણતાઇ મેળવી સુમતથી;
ઓળખ વધારી મહાજન સાથે અન્ય [2]સ્થળે,
પંકાયા લેખાયા કીર્તિ કમાયા ભારતથી. ૬૦
મિત્રાઇ ને સુઘડતા નિર્મળતા ચિત્તતણી,
પોતાવટ સંબંધ નિયમતા કુમારની;

અને રાત્રીએ સર્વ કાળે આનંદ લીધો. ) ૪ પુત્ર પ્રતાપસિંહ જન્મ્યાથી શ્રીમંત મહારાજા સાહેબને ઘણોજ હર્ષ થયો હતો.

૧ પોતાનો ક્ષાત્રધર્મ. ૨ પરદેશના મ્હોટા મ્હોટા

ભાઇને ભગની પર ભાવ નીજ[3]દેહ સમો,
માતનું માનવું વેણુ કે'વી વાત પ્યારની;
જૂઠો ના મમત-હોંસ સ્નેહની [4]વાતોડાપણું,
અંતર નહીં ને અધિરાઇ નહીં નારની;
એતો વાત આશ્ચર્યકારક સદ્ગુણુતણી,
વસી યુવરાજમાંહીં રે'ણી સુખકારની. ૬૧
હીંમત બ્હાદુરીતણાં, વખાણુ સહુએ કરે,
ઘોડે બેસનાર થયો આવો ના હિમાયતી;
શીકારી આવો ન કોઇ શીકાર ઉલટ ઘણી,
લસ્કરને વિસ્મયતા પમાડે [1]કવાયતી,
તરવામાં તારો સારો કોડીલો [2]ક્રીકેટ તણો;
બાહુબલમાં બલીષ્ટ હુન્નરની માહિતી;
ઓળખ ઇંગ્રજો સાથે ભભકાથી વાત કરે,
વિસ્મય થયેલા છટાવાણીથી વિલાયતી. ૬૨
સુવામાં ને ઉઠવામાં પિવામાં ને જમવામાં,
ફરવા નિકળવામાં નિયમ સંભાળિયે;
ભાળિયો [3]ભુખાળવો ન, વચનને પાળવાને,
કામે કાળ ગાળવાને ટેક પૂર્ણ પાળીઓ,
[4]પાળિયો ન રાખી કદી પેટમાંહિ યુવરાજે;
વિપત્તિ મિત્રોને પુછી બુદ્ધિ થકી બાળીયો,

---

લોક સાથે ઓળખાણુ કર્યું. ૩ પોતાનો દેહ જેવો પ્યારો હોય અને હોય છે તેવોજ પ્યાર પોતાનાં ભાઇ બ્હેન પર તેમનો હતો એ નિઃસંદેહ વાત છે. ૪ વાતો કરવાની ટેવ.

૧ કવાયત કરનાર. ૨ ક્રીકેટ રમી જાણુનાર. ૩ કોઇને ભુખ્યો જોયો નહી. અથાત્ ભૂખ્યાનું મ્હોં જોતા નહોતા. (જમાડાને જમતા અથવા ભુખ્યાની બરદાશ રાખતા.) ૪. કપટ (પેટમાં પાળી ન રાખી).

આળિયો કેળવવાની હોંસથી પિતાને કહ્યું,
જેષ્ટભાઇ રમી જાણી રમત નિશાળિયો. ૬૩
પત્ની ઉપરનો પ્રેમ નાગર જેવો જણાયો,
નહીં રાજરીત થવા રાણીઓ અનેકની;
સોહાગી સુંદીર વસ્ત્ર ધારનારૂ ધીરવીર,
ગુણનો ગ્રાહક ખુબી લાયક નાયકની;
પિતાથી સવાઇ કીર્તિ પામવાને જેનું મન,
પ્રજા હક પાળવાને નજર વિવેકની;
પંડિતનો પ્રેક્ષક રોનકદાર રાજપુત્ર,
જેષ્ટભાઈ જાણી રીત રૂડી ફતેસિંહની.
[1]દસેરા દીવાળી જેણે જાણી નિત્ય આનંદથી,
સ્વારીમાં કરી છે સ્વારી જેણે પુર્ણ શોખથી;
શે'રમાં થઇને જાય જન તો જોવાને મળે,
ઘોડેલો નચાવી જાણ્યો નિરંતર નોકથી;
પિતાના કરતાં પ્રજા પુત્રપર પ્રેમ ધરે,
જાણે છે ભવિષ્ય ભૂપ દેશ સૂખ [2]મોખથી,
ઉમરાવ દીલતણો દાનનો નર નિવડીયો,
જેષ્ઠભાઇ કહે રૂડો મનાયો તે લોકથી; ૬૫
ફત્તેસિંહરાવ તણા ગુણ ને આવડ જોઇ,
વિરામ વળ્યો ઘણોક સયાજી ભુપાલને;
મનુસભા કરે રાજનીતિને શાખવવાને,
શાખવીને રાજકાજ સાંપવાને બાલને;
પૌત્ર સુખ પામવાથી ભાગ્યવાન ભૂપ થયા,
પામ્યા યુવરાજ પણ આ અમુલ્ય માલને;
કુટુંબનું તેવું સૂખ રાજયમાંહી શાંતિપૂર,

---

૧ દસરાનો દિવસ સ્વારી ચઢવાનો હોય છે તેથી તેમણે દિવસને આનંદનો માન્યો. ૨ વખત આવ્યે.

[3]ચવાયું એ સુખ શાંતિ ગમી નહીં કાલને. ૬૬
નીપજેલું રત્ન જેહ વડોદરા શે'રમાંહી,
સયાજી ગાયકવાડ ખાનદાન [4]ખાણનું;
પ્રથમનું પાણીદાર ઓપતાં અધિક થયું,
[5]પહેલ પાડનારનો પ્રતાપ કામ જાણનું;
ચમક ધમક આવી કાંરમી કૃપાલઘેર,
ભારત વિલાયતમાં પંકાયું પ્રમાણનું;
સમશેર બહાદુર સ્વાધીન રહીને હાય!
જાળવતાં જોખમ થયું છે પ્રિય પ્રાણનું! ૬૭

---

# યુવરાજનો મંદવાડ.

## અણધારી પીડા.

### કવિત.

સુતાં ઉઠી સવારથી, આપહિત સહુ ચ્હાય,
[1]ધારણા કરે છે રૂડી, ઉદયનું મન છે;
વિપત્તિ ભોગવવાને કોઇનો વિચાર નથી,
માન, ખાન પાન પ્રિય ધન કે સદન છે;

---

૩ ટોકાયું. ૪ કુટુંબનું (રત્ન ખાણમાં નીપજે છે માટે 'ખાણનું' એમ કહ્યું છે). ૫ ઓપનાર અથવા દીપાવનાર.

૧ ધારણા અથવા ભાવના કે ચિંતવન અથવા ઇચ્છા બતાવવી. કેટલાક કહે છે કે નિરંતર આપણા સુખ માટે ઉંચ ભાવના કરવી એ વાત ઠીક છે પરંતુ પ્રશ્ન એટલોજ છે-કે કોઇ પણ મનુષ્ય પ્રાણી પોતે દુઃખી થવાની ભાવના કરતો હશે ખરો? ભાવના તો સર્વ કોઇ સારી જ કરે છે પણ લખી વાત મિથ્યા થતી નથી.

લાડી ને ગાડી કે વાડી, સંપાડીને દાંડી સુખી,
કોઇ સંતતિને ચ્હાય, કોઇને વદન છે;
માનવી કરે છે નિત્ય મનસુબા મ્હોટા મ્હોટા,
જેઠભાઇ કહે ગતી, દૈવની ગહન છે. ૧

નાગપંચમીનો દીન સુખે ગયો કુંવરનો,
પ્રકૃતિ બિગડી આવી, રાત્રે કાંઇ દુઃખથી;
મોતીબાગમાંહિ થઇ સંભાળ શરીર તણી,
આપી હામ દાકતરે શ્રમ કરી મૂખથી;
જાણુ થઈ વાત સહુ પિતા શ્રી સયાજીરાવ,
લક્ષ્મીવિલાસમાં લાવ્યા, પ્રીતિ તણી ભૂખથી;
દિવસે દિવસે વ્યાધી જણાય ના, વધ્યો જાય,
પથારીવશ થઇને ખાધું નહીં સૂખથી. ૨

ચિંતા કરે મહારાજ યુવરાજે તજ્યું અન્ન,
હાજર રાખ્યા છે નીજ રાજદાક્તરને;
ઓસડ કરતાં આની ફેર તો જણાય નહીં,
ખબર થઇ મુંબાઈના [1]ગવરનરને;
મોકલ્યો [2]ઇંગ્રેજ બહુ ચાલાક ચાઇલ્ડ હતો,
આવ્યા રાવ [3]અધીક જે લે છે જોઇ જરને;
જરને લેઈને જવર કોઇના હઠાવી શકયા,
ગમ બાલાભાઇને પડી ન ગજહરને. ૩

ગમ તો ગોવિંદનેજ કુદરત ધાર્યું કરે,
કરે કામ બુદ્ધિવંત [4]બાઇને બોલાવિયો;

---

૧ સર. સીડેનહામકલાર્ક. ૨ યુરોપિયનદાકતર મી. ચાઇલ્ડ ઘણોજ હુંશિયાર ગણાય છે. ૩ દાકતર રાવ તે મુંબાઇ ઇલાકામાં પ્રસિદ્ધ છે તેમની ફ્રી બીજાઓની રીના પ્રમાણમાં વધારે છે. ૪ ઇંગ્રેજી ભણેલી અને તેજ ઢબથી સારવાર કરનારી

ઈંગ્રેજી રીતથી કરે અબળા ઈંગ્રેજી કામ,
દરદી સંભાળ થવા [5]સાજને ભેળાવિયો;
[6]લખાય અપાય દવા કાળજી રખાય બહુ,
રતિને ન ખુંદ ફેર, ધર્મને બજાવિયો;
યુવરાજ પાસે વૈદ્ય સિવાય ના કોઇ ઠરે,
જેઠમ હુકમ એવો ખાનગી જણાવિયો. ૪
ઘડી ઘડી પુછાવતા ખબર સયાજીરાવ,
સમય સમય પાસે પુછવાને આવતા;
બહાર જવું ના ગમે જાય તો તપાસ કરી,
પુત્રને પુછતા ખાવા પદારથ ભાવતા;
કોઇ કોઇ ઘડા સુત શરીર બિગડયું જાણી,
પુછાપુછ કરીને નયને [1]નીર લાવતા;
અધિરાઇ થકી કહે “ હવે હું બોલાવું કોને, ”
[2]જાણુતા તથાપિ તે ઉપાય અજમાવતા. ૫
ખબર જોવાને સરદાર શેઠ શીલેદાર,
ફોજદાર સુબેદાર આવતા [3]અવાસમાં;
આવતા ઇનામદાર અમલદાર ઘણાક,
લાયક શ્રીમાન અન્ય લક્ષ્મીના વિલાસમાં
મનાઇ થયેલી યુવરાજ પાસે આવવાને,
[4]નોંધમાં લખીને નામ જતા રૂડી આશમાં;

---

યુરોપિયની આઓ. ૫ સરસામાન. ૬ નિરંતર દવા આપવા માટે ઘણીજ કાળજી રખાતી હતી જેવી બીજે ઠેકાણે ભાગ્યેજ રખાતી હશે.

૧ આંખ ભરાઇ આવતી. ૨ યુવરાજને મટશે નહીં એમ એમને આત્મા ચેત્યો હતો. ૩ રાજમેહેલમાં. ૪. રાજમહેલમાં એક વીઝીટર બુક રાખેલી તેમાં યુવરાજની ખબર જોવા આવનાર પોતાનું નામે લખી ચાલ્યા જતા.

આદર આવ્યાનો થતો યોગ્યતા પ્રમાણે નિત્ય,
નૃપતિ જોતા તે નોંધ મંગાવીને પાસમાં. ૬
આવી રીતે સંભાળ વિવેક રીતભાત થતાં,
વ્યાધી ના હઠાયો ને ન કુંચી જડી કોઇને;
જ્વરનું ન જોર તોય અંગનું અપાર દુઃખ,
શિથીલ શરીર નવ ઉત્તર દે કોઇને;
તજ્યું કામ ઇંદ્રીઓએ હૃદય બિગડીગયું,
તોયે દાકતરો કરે કામ ચિત્ત પ્રોઇને;
[1]પેપરે પ્રકટી વાત, ચિંતા કરે પ્રજાજન,
જેઠમ ધીરજ ધરે ધણી આંખ [2]લ્હોઇને. ૭

---

# વ્યાધિ જવા કરેલા ધાર્મિક ઉપાય.

## કવિત.

શ્રદ્ધા રાખી વ્યાધી જવા શ્રીમંત સયાજીરાવે,
પૂજન અર્ચન જપ પાઠ કર્યું ચાલતું;
માન્યા [3]મહાદેવ મુખ્ય દેવિયો પુજાઇ વળી,
બ્રાહ્મણમંડળ થયું મંદીરમાં મ્હાલતું
સ્વસ્તિવાચન ને અનુષ્ટાન તો યોજાઇ ગયું,
ભોજન ભટોને મળ્યું ભલી રીતે ભાવતું
દાન ને દક્ષણા થકી સંતોષ્યા શુકલ જોશી,

---

૧ સયાજીવિજયમાં યુવરાજશ્રીના મંદવાડની હકીકત આવતી હતી. ૨ અશ્રુ લુછીનાંખીને. ૩ મંદવાડના કામમાં મૃત્યુંજયના પાઠ કરાવવામાં આવે છે તે પણ શીવની ઉપાસના છે તેમ મહાદેવ્જી વર આપવામાં અને સંકટ હરવામાં મુખ્ય મનાય છે તેમ તે ભોળા છે તેથી ઘણાક તેમની ઉપાસના કરે છે.

આચાર્યને આપ્યું કામ પામ્યા વળી ફાલતુ. ૧
વડોદરા પુરમાંહિ બાવન મ્હાલની માંહી,
પ્રજાજને હળીમળી કરી પ્રભુ પ્રાર્થના;
પૂજન અર્ચન કીધું પ્રાણુને ઉગારવાને,
અધિકારી કચેરીએ ફરી કરી યાચના;
નિશાળ વિદ્યાર્થીઓએ પ્રભુને પોકાર કર્યો;
પુસ્તકશાળાએ કરી વ્યાધી જવા વાંછના;
સાવલીમાં જેઠાભાઇ બાબાજી દેશાઇ હતો,
કાવ્યરચી ગાઇ કરી દેવોની આરાધના. ૨

---

## * ત્રિપુરારીસ્તવન.

### પદ.

( કાન્હડો )

જય જય શંકર ત્રિપુરારી ( ૨ )
સાંબ સદાશિવ નામું ઉમાવર–તવ પદ મંગલકારી. જય૦ ૧
જય ગંગાધર જય ગિરિજાવર યોગેશ્વર અવિકારી;
જય મહાદેવ કૃપા કર ઈશ્વર ઐશ્વર્ય છબિ ન્યારી. જય૦ ૨
ભાલ વિશાલ કમલદલ લોચન સુંદિરતા [1]શશિ સારી;
કંઠ [2]મણીધર નીલકંઠ જય નમું વાઘાંબર ધારી. જય૦ ૩

* સંવત ૧૯૬૪ ના ભાદરવા સુદી ૫ સોમવાર તા. ૩૧–૮–૦૮ ને દિવસે સાવલીના શ્રી કપીલેશ્વર મહાદેવને અભિષેક તથા યથાવિધી પુજન અર્ચન થયા પછી વહીવટદાર રા. સા. માનસીંગરાવ તથા મહાલન્યાયાધીશ. રા. સા. સીતારામ પંથ અને કચેરીમંડળ સાથે સંભાવિત ગૃહસ્થો- યુવરાજશ્રીને સુખ શાંતિ થવા મહાદેવજીની પ્રાર્થના કરવાને

ડાક ડમરૂધર ભૂતનાથ હર રિદ્ધિ સિદ્ધિ વખારી;
ભસ્મ અંગ અર્ચિત સિદ્ધેશ્વર તવ ગુણુની બલિહારી. જય૦ ૪
પ્રાણુનાથ કૈલાસપતિ જય [3]કાલકૂટ ભય હારી,
ભકતપાલ જય [4]ભવ ત્રિલોચન [5]ભુવનપ્રત પી ભારી. જય૦ ૫
પિનાકધર યોગીંદ્ર ધુર્જટી, જય જય વિશ્વવિહારી;
[6]કામનાથ ગણુનાથ કપાલી, દ્યો જય વિઘ્ન નિવારી. જય૦ ૬
ચૌદ લોક પિતુ [7]સત્ય નિત્ય જય શંભુ વૃત્તિ ઉદારી;
વિશ્વનાથ મહારાજ આદ્યને વિનતી આજ હમારી. જય૦ ૭
[8]ધર્મરાજ યુવરાજ શીવ જય આપો આયુષ્ય ભારી:
જેષ્ટભાઈ નમિ મંડળ માગે, ચિત્ત પિતાપર હારી. જય૦ ૮

---

# પ્રજા આશીર્વચન.

## પદ.

"ક્યાંથી આ સંભળાય મધુર સુર"—એ રાહ.

સુખી રહો યુવરાજ નિરંતર સુખી રહો યુવરાજ—ટેક.
પ્રેમી પ્રજાની આશિષ એ છે અચલ રહો આ રાજ. નિ૦ ૧
આધી ઉપાધી વ્યાધી મટીને દીપો સદા નૃપતાજ. નિ૦ ૨
કુશળ ઉમંગી આનંદી રહો રાજ કુટુંબે કાજ. નિ૦ ૩

---

ભેગા થયા હતા એ સમયે સર્વ ગૃહસ્થોવતી શ્રી કપીલેશ્વર મહાદેવનું સ્તવન પુસ્તકકર્તાએ કરેલું તે રાજ્યભક્તિ દર્શાવવા પ્રસિદ્ધ કર્યું છે. ૧ શશી=ચંદ્રમા. (કપાલઉપર ચંદ્રમા શોભી રહેલા છે તેથી વળી અધીક સુંદીરતા દેખાય છે) ૨. નાગ અથવા સર્પ. ૩ કાલના પણુ કાલ. ૪ મહાદેવનું નામ છે. ૫ ચૌદભુવનમાં પ્રતાપ છે એવા. ૬ કામ જીતેલા તેથી કામના નાથ. ૭ સત્ય છે અને નિત્ય સદા સર્વદા છે. ૮ ધર્મરાજ્યના પુત્ર યુવરાજ.

ધર્મ નીતિથી પાળો પ્રજાને દેશની જાણુ દાઝ. નિ૦ ૪
સદ્‌ગુણુ શોભો મહારાજામાં, રાખો પ્રજાની લાજ. નિ૦ ૫
કીર્તિ કામો કરજો સદાએ મળજો સુખનો સાજ. નિ૦ ૬
રૈયત હકને પાળી પ્રીતિથી ચણજો પુણ્યની પાજ. નિ૦ ૭
જય જય થાજો વંશજ વેલી થાજો સદા યશગાજ. નિ૦ ૮
સાંબ સદાશિવ પૂજન કરીને માગે વર સહુ આજ. નિ૦ ૯
નમન કરે નીલકંઠ પિતાને સાવલિ ગામ સમાજ. નિ૦ ૧૦
ભાદ્રપદી સુદી પંચમી સોમે વિનવ્યા શિવ મહારાજ—નિ૦ ૧૧
જેષ્ટભાઇ [1]માનસીંગરાવથી વાગી [2]હર્ષપખાજ.—નિ૦ ૧૨

---

## અંબિકાની આરાધના.

### પદ.

( ભૈરવી—ઠુમરી )

નમિયે વિનયે પદપંકજને, નમિયે પ્રીતિથી પદપંકજને;
અખિલ જગત આધાર માત. ન૦ ટેક.
અષ્ટભુજા યોગેશ્વરી અંબા આદ્ય ઉમા નમિએ તુજને. ન૦ ૧

---

૧ માનસીંગરાવ વહીવટદાર. ૨ આનંદરૂપી પખાજ (મહાદેવજીનાં દર્શનથી અને મંડળનાં દર્શનથી સંતોષ થયેલો તેથી આનંદ માન્યો ) *તા. ૧ સપ્ટેંબર સને ૧૯૦૮ ને દિવસે સાવલી ગામે “ અલોની લાઇબ્રેરી”માં અધિકારી મંડળ અને કચેરીઓના કારકુનો—વકીલો—જમીનદારો—ઇનામદારો તથા ગામના સંભાવિત ગૃહસ્થોનો મેળાવડો યુવરાજશ્રીને સુખ શાંતિ થવા શ્રી જગદંબાની સ્તુતિ કરવા માટે મળ્યો હતો એ પ્રસંગે સર્વ મંડળ તરફથી પુસ્તકકર્તાને પ્રાર્થના કરવા સુચના થવાથી જગદંબાની સ્તુતિ કરી હતી તે પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ કરી છે.

[3]કેશવી [4]કમલા તું જગકારણ તું વરદાતા જન અનને. ન૦ ૨
ગુણિવલ ગિરિજા ચામુંડા તું છે સુખકારક સેવકને. ન૦ ૩
[1]ભાર્ગવિ [2]ભદ્રા ભૈરવિ [3]બાલાપ્રિય સદા ત્રિગુણાત્મકને.ન૦ ૪
માધવિ માયા કાલી ભવાની ટાળક તું દુઃખ ત્રીવિધિને. ન૦ ૫
બ્રહ્માણી તું રૂદ્રાણી તું તું [4]દળનારી દાનવને. ન૦ ૬
બહુચર ચંડીં જય [5]પદમાક્ષી સ્તવિએ સહુ નારાયણિને. ન૦ ૭
[6]ત્રિપુરસુંદરી જય જયકારી નમું [7]મહિષાસુર મર્દનિને. ૮
વૈષ્ણવિદેવી તુંજ વિધાત્રી, સાધક બેલી તું સુરને. ન૦ ૯
તુજગુણ મહિમા ચૌદભુવનમાં જાય કહ્યો નહિ કોઇ જને. ન૦ ૧૦
[8]વિષ્ણું વિરંચી સુરસનકાદિક યોગિમુનિ ભજે નિત્ય ત્હને. ન૦ ૧૧
વેદ વખાણે નેતિ કહીને શેષ ન પહોચિ શકે સ્તવને. ન૦ ૧૨
બહુ ગુણવાળી ત્હને નિહાળી સાંભળી છે સુખકર દિનને ન૦ ૧૩
બેઉ કરજોડી સ્તુતિ કરીએ માગ્યો દે વર મા અમને ન૦ ૧૪
ત્હારી પ્રજા છે સહુ તુજ શરણે મન વિરમે છે ત્હારિ કને, ના૦ ૧૫
જેષ્ટભાઇ કહે તું સહુ પ્રીછે તોપણ સાંભળ આ પદને. ના૦ ૧૬

---

૩ કેશવ ભગવાનની સ્ત્રી તેથી કેશવી. ૪ લક્ષ્મી.

૧ લક્ષ્મીનું નામ છે. ૨ લક્ષ્મીનું નામ છે. ૩ માયા અથવા દેવીનું નામ છે ( લક્ષ્મી મહાકાળી=ઉમા અથવા ભદ્રાણી એ ગમે તે નામની દેવી પણ વિષ્ણુના અને શીવના ભકતોને પુજ્ય છે અને તે તે ભકતો પોતાની શ્રદ્ધા અને આસ્થા પ્રમાણે માને તો સર્વ એકંદરે ભિન્ન નથી માત્ર નામજ ન્યારાં છે પણ વસ્તુતઃ માયા એકજ છે અને તે પરમાત્માની છે. તે પરમાત્મા ત્રિગુણાત્મકજ છે પછી પોતપોતાના ભાવ પ્રમાણે ગમે તેવા રૂપ અને નામથી ભક્ત ભજે તો તેમાં કાંઇ ખોટું નથી. ૪ દળી નાંખનારી=હણનારી. ૫ કમળ જેવાં નેત્રવાળી. ૬ ત્રિપુર દૈત્યને હણનારી. ૭ મહિષાસુરને મારનારી. ૮ વિષ્ણું આદી દેવોએ પણ મહામાયાને ભજી છે તે કથા દેવી-

## * પદ ૨

"થયાછો રે પતિ તેજ પ્યારી તનના" એ રાહ.
આઇ અંબે રે ! ઓ જક્તજનુંની સાંભળજે પ્યારે;
સાંભળજે પ્યારે કે મૈયા તું ચઢજે વ્હારે. આઇ૦ ટેક.
[1]ધર્મરાજ્ય ગાયકવાડીમાં [2]કોહિનુર યુવરાજ;
માયાળુ, કરૂણાળું, [2]ગુણિન્યાળું,
તન વ્યાધીથી પિડાય છે તે પ્રજા પ્રિયભારે. આઇ. ૧
રાજ્યમ્હેલનો રંગ ઉમંગી મ્હારાજા મુખપાન,
તન પ્યારો, બહુ સારો, ગણિ ત્હારો,
ઉઠાડ માજી સત્વર સુખકર સ્હેજ કામ ત્હારે. આઇ. ૨

---

ભાગવત અથવા પુરાણમાં છે.

* આ પદ સાવલી અલોની લાઇબ્રેરીમાં મળેલી સમાજમાં ગાયું હતું.

૧ ગાયકવાડી રાજ્ય ધર્મનું પ્રથમથીજ ગણાય છે કારણ એકતો હિંદુ રાજાનું છે અને વળી આગળ થઇ ગયેલા રામદાસ સ્વામીના ભક્ત શીવાજી મહારાજની જ્ઞાતિના અને તેમના મતને અથવા ધર્મને અનુસરનારા ગાયકવાડ હોવાથી તથા તેમની પણ આસ્થા દાનપુણ્ય કરવાની તથા ગૌબ્રાહ્મણનું પાલન કરવાની હોવાથી આ રાજયની ગણના ધર્મરાજ્યમાં થઇ છે કે જેની નિશાનીમાં આજ પણ ભગવું નિશાન સ્વારીમાં નીકળે છે તેમ શેહેરમાંડવી ઉપર પણ ભગવો વાવટો ફરકે છે. ૨ એક જાતનો ઉંચો હીરો. ( શ્રીમંત પોતે અથવા તેમના પુત્રો એ હીરાસમાન શોભતા છે તે કરતાં પણ ફત્તેસીંહરાવના વિચારો અને સ્વભાવ ઉમદા હોવાથી તથા એ પિતા કરતાં પણ સારા નિવડશે એમ સર્વ કોઇએ અનુમાન કર્યાંથી કોહિનુરની ઉપમા આપી છે.

તુ ધનવંતાની પણ ધાતા, વૈદરાજ શિરમેર;
તું જ્ઞાતા, તું ત્રાતા, તું માતા,
તું સુખદાતા તુજ કરમાં છે ઔષધ ઉપચારે. આઇ. ૩
મંત્ર તંત્ર ને જંત્ર જગતમાં તું જીવન સુખસાર;
મહાકાળી, બિરદાળી, દુઃખટાળી,
હર્ષવૃષ્ટિ વરસાવિ હેલિ કર પ્રજા રાજદ્વારે. આઇ. ૪
ફતેસિંહને આયુષ આપી કર નૃપને રળિયાત,
યશ વાધે, જગ બાધે, સુખ સાંધે,
કર એવું કલ્યાણી કારજ કર તન સુખકારે. આઇ. ૫
છે પરિતાપ પ્રજાનો હર તું રાખ ભક્તની લાજ,
છે શક્તિ, છે યુક્તિ, ગણિ ભક્તિ,
કર એવું તું કુટુંબસુખમાં મ્હાલે સરકારે. આઇ. ૬
અભય કર્યા [1]તેં સુર [2]વર આપ્યા સુણી શાસ્ત્રથી વાત;
વિશ્વાસે, રહિ [3]આશે, તુજ પાસે,
દિર્ઘ [4]આયુ જય ફતેસિંગનો ઇચ્છયો નર નારે. આઇ૦ ૭
[5]અલોનિ પુસ્તકશાળા [6]મંદિર માન્યું ત્હારૂં માત;
પધરાવી, શોભાવી, તું ભાવી,

---

૧ દેવતાઓને. ૨ વરદાન ( મહામાયાએ દેવતાઓનું દુઃખ સમયે સમયે સ્તુતિથી ટાળીને તેમને નિર્ભય કરીને વરદાન આપ્યાં છે તે કથા દેવી ભાગવતાદિકમાં છે. ૩ આશાએ. ૪ આયુષ્ય. ૫ "અલોની" વહીવટદારે શ્રમ કરી ઉઘરાણું કરી બંધાવ્યાથી સાવલીની પુસ્તકશાળાનું નામ અલોની લાઇબ્રેરી રાખ્યું છે. ૬ દેવમંદીર ( પુસ્તકશાળામાં એક ઉંચુ આસન રચી તેના ઉપર શ્રી અંબાજીની છબી પધરાવી પુષ્પના હાર પેહેરાવી. દીપ ધૂપ ઇત્યાદી કરી મંદીર જેવો દેખાવ કર્યો હતો અને એ મંદીરમાં બીરાજેલાં દેવીના સામે ઉભા રહી પુસ્તકકારે પ્રાર્થના કરી હતી માટે મંદીર

પ્રત્યક્ષ જાણી કરી યાચના ભીડ પડી જ્યારે. આઈ૦ ૮
ભીડભંજની સિંહવાહની રાખ પ્રજાપર પ્યાર;
ઉપકારી, થઇ ભારી, ચિત હારી,
આપ આપ વર ઇચ્છિત માગ્યું આણુ [7]વહાણુ આરે. આઇ૦ ૯
ભાદ્રમાસ શુકલા છઠ મંગળ ઓગણિ ચોસઠ વર્ષ;
અધિકારી, બ્યાપારી, રોજગારી,
વતનદાર વિનવે છે માજી આવી તુજ [8]પારે. આઇ. ૧૦
પ્રેમપ્રાર્થના કરે સાવલી નાગર નામે શીશ;
પદ ગાયે, નમિ પાયે, ખુશી થાયે,
જેષ્ટભાઇ દેસાઇ વીનવે મંગળ ઉચ્ચારે. આઇ. ૧૧

---

## સુખશાંતિમાટે ક્રીયા અને કાળજી.

### કવિત.

મુસલમાનોએ મળી મસીદમાં પ્રેમ થકી,
મોલવીની સાથ રહી અલ્લાને આરાધિયા;
પારસનાથની પુજા કીધી સહુ શ્રાવકોએ,
ગુણ થવા કુમારને [1]ગોરજીને સાધિયા;
પારસીએ આતશબે'રામને અરજ કરી,
વૈષ્ણવ કિર્તન માટે મંદીરમાં વાધિયા;
[2]મેલડીને માનનારે, ડાકલે સ્તવન કર્યું,

---

માન્યાનું લખ્યું છે.) ૭ વ્હાણુ કવાય ત્યારે આરે આવતા સુધી ભય રહે છે. તેમ યુવરાજના શરીરરૂપી વ્હાણુ મંદવાડના દરિયામાંથી સુખશાંતિને આરે લાવવા "આણુ વ્હાણુ આરે" એમ કહ્યું છે. ૮ શરણે અથવા સ્થાનકે.

૧ ગોરજીની સલાહ લીધી અથવા પુજા પ્રાર્થના સમયે સાથે રાખ્યા. ૨ ભીલ કોળી અને વાઘરી જેવી હલકી વર્ણના

જેષ્ટભાઇ એમ સર્વ ઇષ્ટને સ્તવી રહ્યા. ૧
[3]આયુષ્ય પ્રજાએ આપ્યું, આપની ઇચ્છાનુસાર,
એવી વાત પ્રકટ થયેલી તે જણાઈ છે;
ખાંપણ ને ખોડ નથી આવી કાંઇ ઓસડમાં,
સંભાળ ઘણીજ યુવરાજની સેવાઇ છે;
દુનિયાં વખાણે તેવા દાકતરો આવી મળ્યા,
સરવમાં પ્રજાતણી પ્રીતિ વખણાઇ છે;
છોકરાં ઉગારવાને કોઇ કાળજી ન કરે,
કાળજીને ધર્મતણી ક્રીયાઓ કરાઇ છે. ૨
યુવરાજ માટે દેવ દેવળ ઘણાંકે દીઠાં,
સ્નાન ને દીપક કરી સ્તુતિ પાઠ ઉચ્ચર્યાં;
શ્રદ્ધાને વસાવી પુરી ભાલમાં તિલક કર્યું,
શુન્ય રાખતા કપાળ ચાંદલા તેણે કર્યાં;
ઉમા ને માહેશતણી આરતી ઉતારી કોયે,
બ્રાહ્મણો જમાડવા ઉમંગભેર ન્હોતર્યાં;
આજ સુધી રાજમાંહિ આવું ના કરેલું કોઇ,
શ્રદ્ધાં ને પ્રીતિથી આજ તે ઉપાય આદર્યાં.

## ઇશ્વરેચ્છા બળવાન છે!

### કવિત.

યુવરાજ વ્યાધિજવા, અનેક ઉપાય થયા,
પ્રજાની આશિષ મળી, એજ સુખદાઇ છે;

લોક અથવા મેલડીની અથવા જોગણીઓની ઉપાસના કરે છે તેથી તેમણે તેમનું આરાધન કર્યું. ૩ એમ કહેવાયું છે કે રસ્તે જતા લોકને રોકી નિશાળના છોકરાએ પોતાનું એક એક દિવસનું આયુષ્ય પણ યુવરાજશ્રીને અર્પણ્યું હતું.

સેંકડો હજાર તણી, કીંમતી દવા મગાવિ,
વિદ્વાન [1]વૈદ્યોને હાથ તે દવા અપાઈ છે;
[2]પથ્ય પાળવાને સારૂ કાળજી રખાઇ બહુ,
શ્રીમાન ભુપાલઘેર શાની ન્યુનતાઈ છે ?
નવ્વાણું ઉપાય પણ ઉપાય સામો ન જડે,
તુટીની ના બુટી દોરી કોનાથી સંધાઈ છે ? ૧
લાભને સવાયો ચાહી, વણીક સંપાડે ધાન,
[3]વૃષ્ટિએ વખાર બેસે, કણીયા કુટાય છે;
ખેડુત ખેતીને કરે, આવવું અદષ્ટહાથ,
સુકાય કે કોહી જાય, તીડ આવી ખાય છે;
ઘાસ કે કપાસ ભરે સામટા શ્રીમંત થવા,
બેસે ભાવ લ્હાય થકી લાભ તો લુંટાય છે;
ઉદરપોષણ આશે, મૂશક [4]કંડીયો કાપે,
જેષ્ટભાઇ પોષણ તો સર્પતણું થાય છે. ૨
વ્યાપારી વ્યાપાર માટે વ્હાણ ભરી દેશ જાય;
કમાય ઘણુંક ઘેર આવવાનું ધ્યાન છે;
આવતાં કવાય વ્હાણ, જર ને જીંદગી જાય,
પ્રવાસી ન દેખે ઘર યુવતી યુવાન છે;
પુંજી ખોઈ પરણે છે સંતતી થવાને સારૂ,

---

૧ દાકતરો. ૨ કરી પાળવાને. ૩ વરસાદ તે વખાર ઉપર વધારે પડવાથી કાંતો જીર્ણઘર હોય તે પડી જાય, તેથી દાણા પલળે ને બીગડે કે પછી વરસાદ થવાથી દુકાળ મટે એટલે ભાવ બેસી જાય તેથી અનાજ ભરવાને ખોટ જાય. ૪ કરંડીયો. ( ઉંદર જાણે કરંડીયામાં ખાવાનું છે એમ વિચારી તે કાપીને અંદર પેસવા જાય કે માંહે સર્પ પણ ભક્ષમાટે તૈયાર થઈ રહ્યો હોય તે તરતજ ઉંદરનું મ્હોં પકડી ગળી જાયઃ એ ભાગ્ય !

માસમાં મહીલા મરે, [1]સદન સ્મશાન છે;
મનસુબા કરી સુવે, સ્હવારે સંબંધી રડે,
જેષ્ટભાઇ ઇશ્વરની ઇચ્છા બળવાન છે. ૩
હોંસથી વિદેશ જાય વિદ્વાન થવાને સારૂ,
જાણે છે આવ્યાથી ધન હાથ માંહી [2]માન છે,
[3]પ્રદેશમાં પતીજાય કોઇ અહીં આવી જાય,
અધીક પિડાય આવી જેમૂ અવસાન છે;
ગોવિંદની ન્યારી ગતિ, માનવ તો મથીમરે,
ઔષધ ઉપાય એતો ચિત્તસમાધાન છે;
રાણી વિકટોરીયાને રાખવા ઘણુંએ કર્યું,
જેષ્ટભાઇ ઇશ્વરની ઇચ્છા બળવાન છે. ૪

## ભયંકર સ્થીતિ.

### કવિત.

ન્યુનતા રહી ન કોઇ ઉપાય કરવા થવા,
ઉપાયને આદરતાં આવી ત્રીજ કારમી;
[1]તેરમીને રવિવાર સંધ્યા સમે આવ્યો જ્વર,
શરીરમાં [2]એકસોને સાડાછ રહ્યો રમી;

૧ ઘર. ૨ પરદેશથી આવ્યા પછી વિદ્યાને લીધે ધન પણ મળશે અને માન પણ મળશે. એ બન્ને આપણા હાથમાંજ છે એમ ધારે છે. ૩ મર્ણ પામે (વિલાયતમાં આશા ભર્યા મર્ણ પામ્યા અને કેટલાક ભણીને આવ્યા પછી તરત અહીં પણ મર્ણ પામ્યા ત્યારે ઇશ્વરેચ્છાજ બળવાન છે એ કહેવાનું છે.

૧ તેરમી સપ્ટેંબર સને ૧૯૦૮ ને દિવસે. ૨ એકસોને

[3]મંદીરમાં પેઠો [4]ચોર નયનનું [5]નુર ઘટયું,
ભાન ગયું [6]નાકતણું ટેરવું ગયું નમી;
ચિન્હ થયાં ચેતવાનાં. *રાવ રોઇ ભોંય પડયા,
નોકર ને નૃપતિએ ઉઠાડયા તેને નમી. ૧
રાજમ્હેલ માંહી રાતે રડારડ ચાલી રહી,
[7]પિતાએ અસાધ્ય થઇ ધરણી ઢળી ગયા;
મુસ્તક છોલાયું અને પાંસળે પ્રહાર થયો,
પુરમાં ખબર થતાં લોકથોક ત્યાં વહ્યા;
મર્ણ તણી વાતતો પ્રસિદ્ધ થઇ ખોટી પડી,
તોય રાત [8]રવિએ ન માની ભૂપતિ [9]હયા;
ગભરાવ્યાં રોવડાવ્યાં પાછળનાં માનવને,
સવાર સુધી સહુએ કુમારપાસે રહ્યા. ૨

---

## યુવરાજનો દેહાંત.

### કવિત.

વિક્રમ સંવત વર્ષ ઓગણીસેં ચોસઠનું,
"[10]શઠનું" ખરેજ નેષ્ટ નીવડયું [11]અનાડનું;

---

સાડાસાત ડીગરી તાવ ચઢી ગયો હતો. ૩ હ્રદયમાં. ૪ શ્વાસ. (માંદામાણુસને જયારે શ્વાસ ઉપડે છે ત્યારે ગળામાં ચોર પેઠો એમ કહેવાય છે.) ૫ તેજ. ૬ જયારે માણુસની આશા ન પડતાં અવસાનસમય આવે છે ત્યારે નાકની ડાંડી વાંકી થાય છે અથવા તેમાં પણ ફેરફાર માલમ પડે છે તે પડવા લાગ્યો. (આવો સર્વ ઇંદ્રિઓમાં ફેરફાર માલમ પડે ત્યારે જાણીતા પુરૂષો અવસાનકાળ ધારે છે.) *રાવ—ડૉક્ટર. ૭ મહારાજા સાહેબ. ૮ રવિવારની રાત્રે. ૯ શરમ. ૧૦"ચોસઠ"ને છેડે "શઠ" શબ્દ આવે છે તેવું. ૧૧ નુકસાનનું.

ખરાબી ખેડુતતણી કીધી બીજ આરાવીને,
મુઝાવી મથાવી કામ આદર્યું બિગાડનું.

ભારતને ભારે હતી [1]આરત તો અન્નતણી,
આરતમાં [2]ઉણું રહ્યું [3]ઉઘાડ [4]ઉગાડનું;
આતો દુ:ખ એક [5]સાલ સદાય બિગાડયો માલ,
જેઠમ ઉઠાવ્યું રત્ન શ્રી ગાયકવાડનું. ૧

થયું સોમવારનું સ્હવાર તે [6]સવાર થયો,
હુકમ લેઇને આવ્યો લેવા યુવરાજને;
આવ્યો જ્વર કાળ [7]એકસો ને સાડાસાત સુધી,
રોયા રાવ રડવું આવ્યું છે મહારાજને;
પાસેનાએ મુકી પોક રડે છે: ચીમનાંબાઇ,
કોણ રાખે આવે સમે લોકતણી લાજને;
લક્ષ્મીવિલાસમાં હાહાકાર શૂન્યકાર થયો,
સુચવી ખબર ટેલીફોનથી સમાજને, ૨



---

૧ હોંસ ૨ બાકી રહ્યું=અપુર્ણ રહ્યું ૩ વરસાદે ઉઘાડ ન આપ્યો પણ વરસ્યાજ કર્યું ૪ કરસણ વરસાદને લીધે ઉંચું આવી શકયું નહીં. ૫ અનાજ ન પાકે, બીગડે કે ઓછું પાકે તે તો દુ:ખ એકજ વર્ષનું. પણ યુવરાજરૂપી માલ તો સદાયને માટે બીગડયો ( જતો રહ્યો ). ૬ સ્વાર જેમ આવીને ઉભો રહે અથવા કામ કરાવવા મહોસલ આવે તેવો આવ્યો અર્થાત્ "સ્હવાર" તે સ્વાર થયો ૭ એકસો સાડાસાત ડીગરી.

# શ્રીમંતનો શોકજનક કલેશ.

## પદ

### ( માઢ )

" ઉઠો-છેલા-જાગો એકીલ્લી ડર: લાગેરે " એ રાહ

સૂતો-શાને પ્યારા કુંવર નેણુ ઢાળી રે!
દુભ્યો-કોણે-કહેની! નજરકર ન્યાળી રે! ટેક.
પૂરા પ્રેમે તુજને ઉછેર્યો લાડ લડાવ્યાં વિશેષ,
માગ્યા પેહેલું સાધન સાંપ્યું મેં તુજસુખનું બેશ ન. ૧
માતા તુજને મૂકી વ્હાલા પ્હોચી ગઇ કૈલાસ;
મ્હેં મન ત્હારૂં નિત્ય રીઝાવ્યું, બેસી ત્હારી પાસ. ન. ૨
ત્હારા દીલમાં [1]ઓછું ન આવે, એવું કીધું કામ,
ઉમદા રમતો ગમતો આપી, આપ્યું માગ્યું દામ. ન. ૩
શણગાર્યું તુજ [2]તનમન પ્રીતે, વળિ કીધો વિદ્વાન;
રાજકુશળતા આવી દીઠી, દીઠું લાયક જ્ઞાન. ન. ૪
પરણાવ્યો પદમાવતિ સાથે, નિવડી નાતમનાર;
સોભાગ્યું કુળ શાણી સતિયે દીપ્યું રાજદ્વાર. ન. ૫
પ્રકટયો પુત્ર પ્રતાપ સરીખો, પૂર્યો મુજ ઉલ્લાસ;
ઉંચી મેં અભિલાષા રાખી, તું દીપવાને ખાસ. ન. ૬
સાવધતામાં સાંપત તુજને રાજતણું સહુ કાજ;
મનવિરમ્યા મનસુબા મ્હારા, ડૂબ્યું દરિયે આજ. ન. ૭
લાડકવાયા તું જીવવાને, પૈસે [3]બાંધી પાળ;
દેશી વિદેશી [4]વૈદ્ય બોલાવી, પૂરી કરી સંભાળ. ન. ૮
જપતપ પાઠ કરાવ્યા પૂજન, અર્ચન ને અભિષેક;
પરમેશ્વરની સ્તુતિ કરાવી, નિર્મળ થઇને છેક. ન. ૯

---

૧ અસંતોષ. ૨ વાતો કહીને અથવા દૃષ્ટાંતો આપીને મન કેળવ્યું અને શરીર સુધાર્યું. ૩ ઘણા પૈસા ખરચ્યા. ૪ દાક્તરો.

મ્હારી પ્રજાએ તુજ જયમાટે, આરાધ્યા ભગવાન;
કાંઇ કર્યું મજરે ના આવ્યું, ચાલ્યો વ્હાલા નિદાન!!! ન. ૧૦
દેવા તેં આ કેર કર્યો શું? શું હું કરૂં ક્યાં જાઉં?
નષ્ટ થયો આધાર હમારો, કો'નો હું ᵖકર સ્હાઉં? ન. ૧૧
ચેન પડે નહી તુજવિણ મુજને, વ્હાલા આ યુવરાજ!!
ભાઇ ફતેસિંગ!! કેમ રીસાયો? આવું ન કીજે કાજ!! ન. ૧૨
મ્હારે ત્હારે જન્મ કાયાનું, વૈર હશે રે હાય!!
રમ્યો જમ્યો પણ ભોગ અપુર્ણે, હીંડ્યો છોડી કાય!! ન. ૧૩
પાપી પ્રાણ જતો નથી મ્હારો, તુજ વિણ છું બેહાલ;
*અકળામણ અવનીપતિ કીધી, જાણી જેઠમલાલ. ન. ૧૪

---

## + પદ્માવતિનો વિલાપ.

### પદ.

(માઢ)

"શરાબ નહિં રે પીવનકી"—એ રાહ.

દીલ દૂભવી શું ગયા? પ્રેમ પાઇને શું ગયા!
બોલો—બોલો પ્રાણાધાર રે. દી૦ ટેક.

---

ᵖ હાથ. (જેષ્ટપુત્ર પિતાનો જમણો હાથ કહેવાય છે અથવા તે એક અંગ કહેવાય છે માટે "કોનો હું કર સ્હાઉં" એમ કહ્યું.

* ક્લેશ અથવા રૂદન કે વિલાપ કર્યો. (શ્રીમંત મહારાજા સાહેબે યુવરાજના મર્ણે વખતે ઘણુંજ કલ્પાન્ત કર્યું તેથી આ માઢ કરૂણારસ દર્શાવવાનેજ રચ્યો છે.) + યુવરાજનાં પત્ની શ્રી પદ્માવતિ બાઇનો વિલાપ કાવ્યરૂપે પ્રકટ કર્યો છે એમાં વખતે ઓછા વધારે શબ્દો હશે પરંતુ કર્તા રાજ્યભક્ત હોવાથી માત્ર શોક પ્રદર્શિત કરવાનો અને તેમાં ભાગ લેવાનોજ તેનો હેતુ છે.

પં

મનહરછબીએ મોહિત કીધી, ડ્હાપણ ગુણભંડાર;
મનગમતું સુખ મુજને આપી, સંકેલ્યો કેમ પ્યાર રે! દી. ૧
આવ્યું નિર્મળ યૌવનનું પુર હંકાર્યું [1]રસ વ્હાણ,
ભરદરિયામાં વ્હાણ ડુબાયું, ડૂબ્યા પ્રિયતમ પ્રાણ રે! દી૦ ૨
મૂકી રખડતી રાન પ્રિયાને, ચાલ્યા કેમ વિદેશ!
વિરહી વિયોગે કેમ રહેશે? રાખી અભાગી વેશરે! દી૦ ૩
પિયુવિલાસી કપટ કર્યું શું, આપે આમ નિદાન!
કેમ નમ્હેરા થઇને ચાલ્યા, રાજકુંવર કુળવાન રે!! દી૦ ૪
મનની ધારી મનમાં રહી છે, વ્હાલા બાકી વિલાસ;
એક વિના સુખ સર્વ નકામું, આજ થઇ હું નિરાશરે–દી૦ ૫
વાહન વૈભવ વિત્ત સંબંધી, પ્રિયવિણ મ્હારે શૂન્ય;
રસિયા રીસાતાં મ્હારે પડી છે, સંસારસુખની ન્યૂન રે–દી૦ ૬
દીનઅવસ્થા દારીદ્રતામાં દંપત્તિ પીતાં પ્યાર;
દૈવ મને દુખિયારી કીધી, કરમાયું ઉર હાર રે. દી. ૭
દેવ વિનાનું દેવળ જેવું, નીર વિનાનું નવાણ,
ચંદ્ર વિનાની રજની જેવી અભ્ર [2]છવાયો ભાણુરે. દી. ૮
પત્રવિનાનું જેવું તરૂવર ભોગી [3]વિના ભંડાર;
ધાનવિનાનું ક્ષેત્ર નમાલુ, ગળપણવિણ કંસારરે દી. ૯
લવણવિનાનું અન્ન નકામું ગૃહીણી વિના ઘરસુત્ર;
ગુણવિદ્યા વિણ તેવી કાયા, પેઢીમાં નહિં પુત્રરે! દી. ૧૦
કંઠવિનાનું ગાણ જેવું, [4]પુંગીફળ વિણ પાન;
ટોળાવીખૂટી મૃગલી જેવી, બોર રઝળતું [5]રાનરે દી. ૧૧

---

૧ પ્રેમરૂપી રસ. ૨ આકાશનાં વાદળાં (વાદળ જેમ સૂર્યને ઢાંકે છે તે શોભતો નથી તે રીતે.) ૩ ભંડાર ભોગીને ત્યાંજ શોભે છે નહિં તો શૂન્ય દીસે છે. ૪ સોપારી. ૫ વગડાનું બોર રઝળતું ફરે છે અથવા નકામું સુકાઇ જાય છે પણ તેનું કોઇ ખાનાર અથવા ભોક્તા હોતું નથી તેમ વિધવા પણ પતિ વિના રઝળે છે એ ભાવાર્થ છે.

આપવિનાની હું ધિક્ક અબળા, સલિલવિનાનું મીન;
જીવતર પુરૂં કેમ કરાશે, દોહ્યલે કાઢી દીનરે ! દી. ૧૨
દાદુરને દુ:ખ આઠજ મહીના, તદપી વૃષ્ટિ આશ;
કાળ વઢાવે વામે વિરહને હું તો સદાની નિરાશરે દી. ૧૩
પીયૂ પીયૂ રટે ચાતક તરસ્યાં, સ્વાતિ મળે જળ સાર;
મ્હારેપીયૂ તો પ્હોચ્યો વિદેશે, આવ્યાનો છે ઉધાર રે ! દી. ૧૪
જીવડા પાપી કેમ રહ્યોછું ? તું કર પ્રિય સંગાથ;
નિર્ભાગી હું આજ થઈછું, મળશો હવે ક્યાં નાથરે ! દી. ૧૫
પ્રેમ પિતાનો પીને વ્હાલા, તેને દીધું દુ:ખ;
લાડ લીધાનો પાડ ન વાળ્યો, શોષ્યું સહુનું સૂખરે દી. ૧૬
પુત્ર ઉછંગે દઈને પોઢયા, ઉઠયા ન જીવનપ્રાણ;
વ્યર્થ થયા ઓસડ ઉપચારો, ઈચ્છા પુરૂષપુરાણ રે. દી. ૧૭
લ્હાવ ન લીધો લ્હાવ ન દીધો, ઉડી ગયો ઉલ્લાસ;
પદ્માવતીનો પાડુ પડ્યાથી, **જેઠમ** દીલગીર ખાસરે દી. ૧૮

---

## *મહારાણીશ્રી ચીમનાબાઈનું રૂદન.

### પદ.

"જંજાળી જીવડે ભક્તિની જુક્તિ ન જાણી." એ રાહ.

કુંવર કોડીલા !!! હીંડ્યો તું કેમ રીસાઈ ?
ત્હને દુભ્યો કોણે ભાઈ રે. કું૦ ટેક.

---

* આ પદ પણ રાણીસાહેબે કરેલા રૂદનના સારરૂપ રચીને મુકયું છે ( કવિઓ શોક અને આનંદ સમયે ખાસ હજાર હોતા નથી પણ શ્રી સરસ્વતિની પ્રેરણાથી બુદ્ધિઅનુસાર વર્ણન કરી શકે છે તેમ આ શોકજનક પદ રચેલું છે તેવાંજ શ્રીમંત્ મહારાજ સાહેબે અને સ્નેહી સંબંધીએ કરેલા શોકનાં પદ રચેલાં છે તેમાં કદાચ અતિશયોક્તિ

પીતાભણી[1] તેં કેમ ન જોયું, પ્રીત જેમણે પાઈ;
નિરાશ કયમ નૃપતિને કીધા, સોંપીને દુઃખ સ્થાઇ રે ? કું૦ ૧
ભંગ કર્યો તેં રંગ ઉમંગે, [2]શ્યામાનો કર રહાઇ;
યૌવન પુરે યુવતિ મૂકી, પરણી ગણી પરાઇ રે. કું૦ ૨

ભાવ તજ્યો કેમ ભગની પરથી, બાળપણાથી મ્હાઈ;
બંધવ સાથે વ્હાર કરીને, નિવડયો શું દુઃખદાઇરે ! કું૦ ૩
શીશૂપણાથી જનની માની, મ્હને વળગતો ધાઇ;
અળગો આજ થયો શામાટે, આગળથી કહિ "આઇ રે" કું૦ ૪
સ્નેહથકી સ્નેહી ચિત ચોરી, મૂકી કયમ મિત્રાઇ ?
સુહૃદ સંબંધી શેવક જનને કયમ છોડ્યાં સોહાઇ રે ? કું૦ ૫

રાજનીતિવિદ્યા સહુ શીખી, લક્ષણવંત લખાઇ;
ખિલતા પ્હેલાં ખરી પડ્યો શું ? કુળવંતા કરમાઇ રે ? કું૦ ૬
વિલાસ વાહન વ્હાલા તજીને, ભવમાં લેઇ ભલાઈ;
શા અર્થે તું નિસર્યો [3]પુરથી, ઘણી કરીને ધાઇ રે ? કું૦ ૭
પ્રેમી તું કેમ થયો નમ્હેરો ? સહુનો પ્રિય જણાઇ;
ગોબા ગોળી શીદને મ્હારી માની સત્ય સગાઇ રે. કું૦ ૮

તુજ વિયોગે દુઃખી પ્રજા છે, રાજભક્ત લેખાઈ;
હાય મારશે ! હીંદ સુણીને, શોકનીરમાં ન્હાઇરે. કું૦ ૯
ધીક્ક કાળ એ કૂડ કર્મના, ધિક્ક ત્હારી નક્ટાઇ;
તું રીઝે છે રાંક રડાવી, નહિં એ તૂજ વડાઇરે ! કું૦૧૦
નિર્દય તુંને વિવેક ન મળે, [4]કસાઇનો તું કસાઈ;
કર્તા—હાય ગજબ ! કહી રૂદન કરે છે, રાણી ચિમનાંબાઇ રે. કું૦૧૧

---

કે શબ્દમાં ન્યુનાધિકતા લાગે તો શ્રીમંતે અને વાંચકવર્ગે કર્તાની રાજ્યભક્તિઉપર કૃપાદૃષ્ટિ કરી ક્ષમા કરવા વિનંતી છે.
૧ તરફ. ૨ સ્ત્રી ૩ દેહથી. ૪ કસાઇને પણ કાળજ હણે છે માટે એને કસાઇનો પણ કસાઈ કહ્યો છે.

રાજમ્હેલમાં થઈ રડારડ, હૃદય ગયાં ચીરાઈ;
લખતાં કથતાં ખિન્ન થાય છે, જેષ્ટભાઈ દેસાઈરે. કું.૧૨

---

## * બ્હેનનો બળાપો.

### પદ.

રાગ વિવેકવણઝારો.

દદ ખમીને [1]માસથીં વિર મ્હારારે,
કેમ નિદ્રા લીધી આમ બંધવ પ્યારારે ?
નયન મીચ્યાં કેમ [2]કારમાં વિર મ્હારારે !
કેમ મૂકી તજવી હામ બંધવ પ્યારારે ! ૧
કેમ તપીને તપાવિયાં વિર મ્હારારે ?
કેમ લાંબી તાણી સોડ બંધવ પ્યારારે ?
રાજી કરી શું રીસાઇ ગયો વિર મ્હારારે !
તુજ પૂર્ણ થયા નહીં કોડ બંધવ પ્યારારે. ૨
આવો નમ્હેરો કેમ થયો વિર મ્હારારે ?
મુજ ઉપર રાખી વ્હાલ બંધવ પ્યારારે.
કરૂણા ન આવી પીતાતણી વીર મ્હારારે;
જેણે ત્હારી કરી સંભાળ બંધવ પ્યારારે. ૩
તારૂણીને તરછોડી તેં વિર મ્હારારે !
મૂકી કેમ રખડતી [3]રાન બંધવ પ્યારે !

---

* યુવરાજશ્રીનાં બ્હેન શ્રીઇંદીરાબાઇનો વિલાપ વર્ણવ્યો છે. ૧ યુવરાજ નાગપંચમીને બીજે દિવસે માંદા થયા પણ વધારે મંદવાડ તેમણે મહિનો ભોગવ્યો હતો તેથી એવા અધરા દિવસોને મંદવાડમાં ગણ્યા છે. ૨ દૈવી જેવાં.

૩ વનમાં. ( વનમાં જેમ માણસ સહવાસ વિના ગભરાય છે તેમ તેને કોઇ પણ પ્રકારનું સુખ મળતું નથી.

બંધવ માત રૂદન કરે. વિર મ્હારારે;
તેની કેમ ધરે નહીં સાન બંધવ પ્યારારે ? ૪
મુંઝવાઇ મહારાજા રૂવે વિર મ્હારારે !!
તુજ શ્યામા કૂટે શીર બંધવ પ્યારારે.
ભાઇવિયોગણી બ્હેન હું વિર મ્હારારે;
મુજ નયને ચાલે નીર બંધવ પ્યારારે. ૫
મિત્ર રડે ને મુત્સદ્દીયો વિર મ્હારારે,
રડે સામા ઠરી સરદાર, બંધવ પ્યારારે.
દાસી ખવાસ ને નોકરો વિર મ્હારારે;
રોઇ મૂકયો કરી પોકાર બંધવ પ્યારારે. ૬
લાભ વિના તું લુંટાઇ ગયો વિર મ્હારારે !!
તેથી રૂવે છે લક્ષ્મિવિલાસ બંધવ પ્યારારે.
આજ સુધી [૨]મ્હેલ મ્હાલતો વિર મ્હારારે !!
તેનો ઉઠીગયો ઉલ્લાસ બંધવ પ્યારારે. ૭
ત્હારાવિના સુખ શુન્ય છે વિર મ્હારારે !!!
સુના તાત સયાજીરાવ બંધવ પ્યારારે !
સ્નેહી સંબંધી સુના થયા વિર મ્હારારે !!
તુજવિના નકામો લ્હાવ બંધવ પ્યારારે !! ૮
રમત ગમત તુંવિના સુની વિર મ્હાગરે.

---

તેમ વિધવા પણ વનમાં રઝળતા અને રસ્તો સુઝયાવિના રખડતા માણસ જેવી દુઃખી ગણાય છે. વળી કોઇ એક મનુષ્યને જેમ વનમાં મુકી પછી ન્હાસી જાય કે ચાલ્યું આવે તેથી વનવાળાને જેવી પીડા થાય તેવીજ પીડા વિધવાને થાય છે તેથી વિધવાઓ પણ રડે છે કે "મ્હને વનમાં રખડતી મુકીને ગયા" એ ભાવાર્થ છે તેવીજ રીતે પ્રેમથી બંધાયલી બ્હેન અથવા મા પણ આ શબ્દ કહે તો અયોગ્ય નથી.
૨ રાજ્યમ્હેલ દીપતો અથવા તું દીપતો.

સુનાં ત્હારાં સુખનાં ચિત્ર બંધવ પ્યારારે.
ફોજ સુની સરદારની વિર મ્હારારે !!
સુનાં શસ્ત્ર અને વાજીંત્ર બંધવ પ્યારારે !! ૯
હય ગજ રથ મેના સુના વિર મ્હારારે !!
સુના [1]માતંગ ને સુખપાલ બંધવ પ્યારારે.
મિત્ર સુના કયાં મ્હાલશે વિર મ્હારારે ?
તેનો કેમ ન કીધો ખ્યાલ બંધવ પ્યારારે ? ૧૦
[2]ત્હેંમુજ સુખ ના વિચાંરિયું વિર મ્હારારે !
મ્હારી મનધારી રહી વાત બંધવ પ્યારારે !
પૂછી ખબર મ્હારી નિત્ય તેં વિર મ્હારારે !
મ્હને [2]રમતે કરી રળિયાત બંધવ પ્યારારે. ૧૧
મુજ હિતમાટે બહુ કર્યું વિર મ્હારારે !!
મુને આપ્યું સુબોધે જ્ઞાન બંધવ પ્યારારે.
ભ્રાત [3]સગો બહુ ભાવતો વિર મ્હારારે !!
તુજ સાથે લીધું ખાનપાન બંધવ પ્યારારે. ૧૨
સાથેફરી ગાડી ઘોડલે વિર મ્હારારે !!
ત્હારો વિસરતો નથી પ્યાર બંધવ પ્યારારે !
શું હું કરૂં કયાં જાઉં હું વિર મ્હારારે !!
બોલ ડહાપણુના ભંડાર બંધવ પ્યારારે. ૧૩
ખોટ પડી શી દૈવને વિર મ્હારારે,
લુંટયો મોંઘો હમારો માલ બંધવ પ્યારારે !!

---

૧ હાથી. ૨ મ્હારૂં સુખ (મનનો ઉંડો ભાવ એ કે ત્હેં—મ્હારૂં લગ્ન થયા વિના દેહત્યાગ કેમ કર્યો ?) ૨ રમતાં રમતાં આનંદ થાય એવા શબ્દ કહીને અથવા ટીખળ કરીને કે રમત રમાડીને અથવા રમત ગમતમાં સામેલ કરીને. ૩. સગો ભાઇ નહીં તથાપિ ખાસ સગો અને વળી ભાવતો ભાઇ (પ્યારો ભાઇ)

**કર્તા**—એમ વિલાપે ઇંદીરા વિર મ્હારારે ! !
થાય શત્રુ સુણી એહાલ બંધવ પ્યારારે. ૧૪
ભેગું થયું જન દુઃખમાં વિર મ્હારારે ! !
કરે શાંત્તિ થવા ઉચ્ચાર બંધવ પ્યારારે !
અકળામણ થઇ ઓછિ ના વિર મ્હારારે ! !
રોઇ **જેઠમ** વર્ણ અઢાર બંધવ પ્યારારે ! ૧૫

---

# * મિત્રોની મુઝવણ.

## પદ.

"ધિક્ સદા પરસ્યામાનું સુખ"—એ રાહ.

મિત્ર ફત્તેસિંહ પ્રાણથી પ્યારા !! સારા સ્નેહી હમારા ! !
વિના [૧]ત્હારા, નયનના તારા, ઝુરશું[૨] પ્રેમ ધુતારા ! !
દુખિયારા છે, [૩]ન્યારા પ્રેમ પિનારા ! ! ૧
બાળપણાની પ્રીત હમારી, ત્હારી યારી ન્યારી ! !
ધારી [૪]પ્યારી તેં દિલદારી, [૫]ભારી કેમ ઉતારી?

* મિત્રોનો શોક–દુઃખ અથવા ગભરામણ કે મુંઝવણ=ગુંચવણી. (મિત્રોને એમ પણ ગુંચવણી ખરી કે આપણો સ્નેહી જવાથી હવે ક્યાં અને કોની પાસે જઇશું ? વળી જે સુખ પામ્યા છીએ એવું હવે શું મળશે ! ૧ ત્હારા વિના. ૨ પ્રેમને ધૂતિ લેનારા ધૂતારા ભોળવીને અથવા પ્રેમ લગાડીને જેમ કોઇને સ્વાધિન કરે છે તેમ પ્રેમને ધૂતનાર તે પ્રેમધૂતારા કહેવાય છે અથવા પ્રેમલુંટનારા પણ કહે છે અર્થાત્ પુર્ણપ્રેમીને એ ઉપમા અપાય છે) ૩ જૂદીજ તરેહના અથવા એ પ્રેમના પીનારા હવે ત્હારાથી ન્યારા થયા એમ પણ અર્થ થાય છે. ૪ વહાલા ગણી. ૫ ભારી=ભંડારીને અથવા દાટીને ( ભારેલી વસ્તુ જેમ અનામત રહે

[5]સુવિચારી શું ?! [6]હારી થયો દુઃખકારી ? ૨

નિત્ય હમારૂં ઇચ્છયું સારૂં બોલી પ્યારૂં [7]ચ્યારૂં.
વેણુ [8]અકારૂં ખારૂં નહારૂં. સુણ્યું નથી કદી ત્હારૂં ?!
દુઃખ કરનારૂં, આ [9]તન નિરખ્યું [10]ન્યારૂં !! ૩

હે તન રાખે ભાઇ [11]ચહાઇ, તે તેં રાખ્યું સદાઇ !!
સાચી સગાઇ કરિ અધિકાઇ મિત્રાઇને વડાઇ !!
ધન્ય સાચાઇ ! ત્હારી સુઘડતાઇ !! ૪

વિસરતી નથી ભલમનસાઈ, સ્હાઇને કર ભાઈ !!
ફરતા સાથે ખાઇ ગાઇ, અલગ થતાં અધિરાઈ !!
ધાઇ મળતા–હા !! તે ઘડિ બદલાઇ !!! ૫

સુખ ગયું વહી વ્હે જેમ [1]વારી, શિતળતા [2]પરવારી !!
ત્હારી પ્યારી સુરત સારી, ભારી સુખ કરનારી !!
[3]નારી હિતકારી !! જુએ [4]ઉર ધારી !! ૬

---

અથવા દાટેલી જેમ રહે તેમ પ્રીતીને ભારીને અથવા બીજો અર્થ એ કે ભારી=ભારે–બહુ વજનવાળી દીલદારી એવી કેમ ઉતારી ? ) ૫ સારા વિચારવાળો. ૬ હારી જઇને–મોતથી હારીને. ૭ રૂડું. ૮ અવિનયનું અપ્રિય લાગે તેવું. ૯ આ શરીર. ૧૦ જુદી રીતનું અથવા પ્રાણથી છુટું પડેલું. ૧૧ આજ સગા ભાઇ પણ હેત રાખતા નથી તેમ છતાં તેં તેથી પણ અધિક રાખ્યું.

૧ જળ ( પાણી વહી જાય તેમ જોતજોતાં સુખ વહી ગયું ) ૨ પરવારી=જતી રહી અથવા શીતળતાઉપર વારી=જળ ફર્યું. ૩ સ્ત્રી. ૪ મૃતશરીર. (સ્નેહી અને ત્હારી પ્યારી સ્ત્રી ત્હારી વ્હાલી છબી જુવે છે અથવા પોતાના ઉરમાં ત્હને ધારે છે–જુવે છે અથવા ધર્યો છે એ અર્થ પણ છે)

છેટું પડ્યું છે ત્હારે હમારે ! [5]પ્યારે ! મળિશું કયારે ?
દ્વારે વારે વારે મળતા, ભૂસાયું સુખ ભારે ! !
ભારે [6]બારે હા ! કીધું કિરતારે. ૭
તું વિણુ સુના દિન કેમ જાશે ? શી આશે રહેવાશે ?
[7]વાસે વ્હાશે મુરલિ આદિક ત્રાસે ખાવા ધાશે ! !
ન્હાસે ઉમંગ ! હા ! વસતાં કૈલાસે. ૮
વિસરીએ શું ને શું સ્મરીએ, કયાં હરીએ કયાં ફરીએ,
[8]ફરીએ દિવસો નહિં કદી મરિયે, હાર્યું સુખને [9]હરિયે ! !
ક્રારએ હાવાં શું ? નયને નિર ભરીએ ! ! ૯
દુખિ અમ કરતાં રાજા રાણી ! અધિકી પદ્મા શાણી !
આણી [10]જાણી મોજ ન માણી, રાણી [11]આશ સુકાણી!
[12]પાણી ઝાલ્યાની, રાખી પ્રભુ [13]એધાણી ! ૧૦
તરૂવર ફળશે, શત્રુ હળશે, વળશે દિન ધન રળશે,
ખળશે આફત વ્યાધી ટળશે [14]માલ નિકળશે મળશે ! !
[15]બળશે મળશે ના, શરિર ન સાંપડશે. ૧૧
પોપટડા તું થયો પ્રવાસી, ન્હાસી ગયો શું ત્રાસી ?

---

૫. હે પ્યારા અથવા પ્યારથી. ૬ બારણે અથવા મધ્યાન્હે બાર વાગ્યે અથવા પેહેલી રાત્રે બાર વાગતે, જયારથી જીવવાની આશા કીધી હતી ત્યારથી. ૭ ઘરમાં. ૮ ફરીએ=જે દિવસોએ ફરતા હતા તે. અથવા ફરી=ફરીથી—એ=ગયેલા. ફરીથી ગયેલા દિવસો હમે મરીએ તોપણ દેખવાના નથી. ૯ હરિએ સુખ હરી લીધું. ૧૦ રૂપવંતી અને ગુણવાળી પરખીને આણેલી. ૧૧ રાણી થવાની કોઇ દિવસ માટે પણ આશા હતી તે વ્યર્થ થઇ. ૧૨ હાથ. ૧૩ સાબીતી અથવા દાખલો. ( હાથ ઝાલ્યાની એધાણીમાં પુત્ર આપ્યો તે. ૧૪ ચોરીએ ગયેલો માલ પણ કદી નીકળશે. ૧૫ બળીને ખાખ થઇ જશે તે માત્ર નહીં મળે.

દારા દાસી પિતુ ઉદાસી, મિત્ર અને પુરવાસી ! !
અવિનાસીની, જેઠમ કૃતિ ભાસી ! ! ૧૨

## બંધૂના બોલ.

### પદ

"નહિં દેઉં ત્હને જાવા દુખી થાવા" એ રાહ.

ક્રેમ પોઢ્યા તજીને પ્રાણુ એ ભાઇ ?
છો ડાહ્યા ગુણુને જાણુ એ ભાઇ ! !
તમે પડયા જાણિને આજ, કલ્પાંત કરે મહારાજ !
કયમ [1]ના'વી પિતુની [2]દાઝ ? છો સહુના સુખનો સાજ !
છો રાજકુળના ભાણુ એ ભાઇ ! ! કેમ૦ ૧
છો આપ [3]વડિલની તૂલ્ય નથિ સ્વભાવ કેરૂં મૂલ્ય !
જો હોય હમારી ભૂલ, તો કરો કૃપાથી ધૂલ ! !
ના મારો વિરહી બાણુ એ ભાઈ ! ! કેમ૦ ૨
છે શીર સયાજીરાવ, તે રાખે તમપર ભાવ;
પડયું દુઃખ આજ દરિયાવ, સહુ આજ લુંટાયો લ્હાવ ! !
કરે માત તાત ઉમરાણુ એ ભાઇ ! ! કેમ૦ ૩
ના વિસરે અમને પ્યાર, તમે બહુ કરાવી [2]બ્હાર;
કરી રમત ગમત દિલદાર દુઃખ આપ્યું આજ અપાર !
ભર દરિયે ડૂબ્યું વ્હાણુ એ ભાઈ ! ! કેમ૦ ૪

---

૧ ના'વી=ન આવી ૨ ચિંતા અથવા પીડા ( અમુક માણુસની "દાઝ" કેમ ન જાણી અથવા ન આવી એમ ઘણી વખત કહેવામાં આવે છે અને એ શબ્દ પ્રસિદ્ધ છે ) ૩ પિતાતુલ્ય ( જેષ્ટબંધૂ પિતા સમાન ગણાય છે એટલે પિતા વખતે દૈવેચ્છાથી મર્ણ પામે છે ત્યારે મ્હોટો ભાઇ ન્હાનાં ભાંડુની યોગ્ય સંભાળ રાખે છે માટે તેને પિતાતૂલ્ય ગણે છે ) ૨ મોજ અથવા ગંમત.

તમે દયા ન આણી લેશ છે [3]પદ્મા યાવનવેશ;
તેનું સૂખ રહેલું શેષ, તે હણિને આપ્યો કલેશ!!
એક રાખ્યું [4]તમ એધાણુ ઓ ભાઈ!! કેમ૦ ૫
આ એક માસથી ખાસ, તમે કર્યો પથારીવાસ!!
પણ દવા અને બરદાશ, હતિ ઉગરવાની આશ
ધાર્યું ના થયું પ્રમાણુ ઓ ભાઇ!! કેમ૦ ૬
છો વ્હાલા સહુને ભાઇ બહુ રડે ઇંદિરાબાઇ!!
કેમ છોડી પ્રીત સગાઇ, કયાં મળશું લાવાં [1]ધાઇ?
એ જેષ્ટભાઇ કહિ વાણુ ઓ ભાઈ!! કેમ૦ ૭

---

# * પ્રજાનો પોકાર.

## પદ.

### ( લલિત-મરાઠી. )

અરરહાય! શો! ગજબ ગૂજર્યો રે!!
નર ને નાર હારોહાર વારવાર કરે ઉચ્ચાર-કેર શો થયો રે! એ ટેક.
અરર! દૈવ તેં કયમ દયા દયાતજી રે?
અરર રામ! કર્યું શું આમ? કર્યું શું કામ? સુખદહામ શીદને હર્યો રે? અ૦ ૧
ચોથ ચૌદમી દુખદ નીવડી રે,
ભાદો માસ, હરિ ઉલ્લાસ, ભાગિ આશ, કરિ નિરાશ ત્રાસને કર્યો રે. અ૦ ૨

---

૩ પદ્માવતી બાઈ ૪ તુમારૂં એધાણુ=પુત્ર.

૧ ધાઇનિ=પ્રેમથી ઉતાવળા થઇને. (ઘણે દિવસે જ્યારે કોઇ સ્નેહી સંબંધી કે પ્રેમી માણુસ આવે છે ત્યારે તેને આવ્યો જાણીને અથવા સામો આવતો દેખીને જેમ અરસપરસ રઘવાયા થઇને દોડીને વળગી પડે છે તેમ. * યુવરાજ પડયાના માઠા સમાચાર સાંભળી વડોદરાની પ્રજાએ જે શોક દર્શા-

કૃષ્ણ પક્ષ આ ક્રૂર અતી થઇ રે, !?
સોમવાર, [2]શિતળસાર, પણ ગમાર દુઃખકાર, આજ
નીવડયો રે. અ० ૩

વર્ષ [3]ચોશઠું શઠ ખરે થયું રે, !!
ન ધરિ લાજ, ન ગણિ દાઝ, સૂખસાજ યુવરાજ ગ્રમ ગુણી
કર્યો રે. અ० ૪

પ્રથમ પ્હોરમાં રાજમ્હેલમાં રે, !!
તજીને પ્યાર, તજીને નાર, તજીકુમાર [1]વસ્તુસાર જગ તજી
ગયો રે. અ० ૫

શ્રી સયાજીનો કુંવર [2]કોડીલોરે, !!
પિતુનો પ્યાર પી અપાર [3]હૈયાહાર નયન સાર કહીં જઇ
રહ્યો રે. અ० ૬

પચિસ વર્ષની પુર જુવાનિમાં રે, !!
ખિલવી રૂપ સુતઅનુપ, [4]ભવિષ્ય ભૂપ થઇને [5]ચૂપ વિભુકને
વસ્યો રે. અ० ૭

[6]રસિક રાજ્યનો કુલિન દીવડો રે, !!!

---

ચ્યો તે વર્ણવ્યો છે. ૨ સોમવાર એ ઠંડો ગણાય છે છતાં તાપ કેમ કર્યો, એમ વારને ઠપકો છે. ૩ ઓગણીસેં ચોસઠનું.

૧ સંસારમાં સાર વસ્તુ પુત્ર અને સ્ત્રી બન્ને ગણાય છે અથવા સારમાં સાર એ બેજ છે. તેને તજીને ગયો એ ભાવાર્થ છે. ૨ કોડવાળો=હોંસીલો. ૩ હૈયાનો હાર=વ્હાલો (ઘણુંજ પ્રિય હોય તેને હૈયાના હારની ઉપમા અપાય છે.) ૪ હવે પછી રાજ્યગાદી ભોગવનાર. ૫ બોલતો બંધ થઇને ૬ રસભર્યો. (પોતે રસ ભર્યો અથવા "રસિક રાજ્યનો" સુંદીર ગાયકવાડીનો અથવા સુંદીર શ્રી સયાજીરાવના રાજ્યનો એ રીતે અનેકાર્થ છે?

નિજ અવાસ, ચ્યારેપાસ કરિપ્રકાશ, [7]થઇઉદાશ, સૃષ્ટિથી
સર્યો રે. અ૦ ૮

વટપુરીપ્રજા સર્વ મ્હાલની રે,
પિટતી હાય કષ્ટેકાય મુખ વિલ્હાય. અશ્રુ જાય કલેશ
મન ભર્યાં રે. અ૦ ૯

મરણશોક તો સ્થળ સ્થળે થયો રે !!
જેષ્ટલાલ દુખી ભુપાલ ફૂટે ભાલ જાતાં માલ વિરહ તન
તપ્યો રે. અ૦ ૧૦

---

## મરસિયો.

"અનિવોય હાયરે પાનીને ધુમચા મચાયા." એ રાહ.

અનિવોય હાય રે! ભારે થયો કેર આજે?
તજી દીધું શરીર યુવરાજે. અનિવોય. ટેક.
ચૌદ તારીખે ચિત્તને બાળ્યું, સપટેમ્બરે સૂખને ખાળ્યું;
ર કાળે કીધું કામ કાળું. અનિવોય૦ ૧
નવવાગ્યે સોમેને સ્હવારે, દેહ છોડયો ફત્તેસિંહ ત્યારે!
ફરીવળી ખબર પુર ત્યારે. અનિવોય૦ ૨
લાભ લુંટાયો [1]લક્ષ્મીવિલાસે, રડારોળ થઇ છે અવાસે?
હાય પિટાઇ મર્ણને [2]ત્રાસે. અનિવોય. ૩
આપ્તમંડળ ને અધિકારી, મિત્ર સંબંધી શોકમાં ભારી;
[3]વૈદ્ય બેઠા છે હીંમતહારી. અનિવોય. ૪
તજી [4]શુદ્ધિ સયાજીરાવે, કોણ વારી શકે ને બોલાવે?

---

૭ નહીં જીવાય એમ ખાત્રી થવાથી ઉદાશ થઇને.
૧ લક્ષ્મિવિલાસ અથવા રાજમેહેલમાં. ૨ ત્રાસથી.
(કેરનું મર્ણ થાય છે ત્યારે ત્રાસ વર્તાઇ રહે છે તે ત્રાસથી)
૩ દાક્તરો. ૪ ભાન (શ્રીમંત મહારાજ સાહેબે યુવરાજના

પ્રેમ પિતાના વેણુ [૫]વદાવે. અનિવાર્ય. ૫
રૂવે [૬]બાવનમ્હાલનો સ્વામી નથી રાજ્યમાં જેની દામી;
આજ આવી ત્હેને સુખખામી. અનિવાર્ય. ૬
શીર કૂટે પદ્માવતિનારી, માનવંતી થઇ તે [૭]બિચારી!!
કરે વિલાપ દુઃખ ઉચ્ચારી. અનિવાર્ય. ૭
ચાલે અશ્રુની આંખે ધારા, દીલ ભેદે છે સર્વનું દારા!!
રડે રામા કહી "પ્યારા-પ્યારા"!! અનિવાર્ય. ૮
રૂવે માતા બંધૂ અને બાઇ, રડે સ્નેહી સંભારી મિત્રાઇ!
રડે નોકર બોલી ભલાઇ. અનિવાર્ય. ૯
પોળ પૂરે પરાં અને શેરી, બ્હાર આવી મરદ ને મેરી;
વાત કરેછે ગજબ કેરી. અનિવાર્ય ૧૦
પિતા પુત્રનો પ્રેમ સંભારે, અણધારી આફત ઉચ્ચારે;
પ્રજા દૂખી શોકમાં વધારે. અનિવાર્ય. ૧૧
આજ થયો દિવસ દુઃખદાઇ, કામ સૂઝયું પ્રજાને ન કાંઇ;
દિલગીર થયો જેષ્ટભાઇ. અનિવાર્ય. ૧૨

---

## ક્રૂર કાળનો કોપ.

### મરસિયો.

અનિવાર્ય હાર રે! ક્રૂર કાળે કોપ કીધો?
રાજ્યહીરો ઉઠાવીને લીધો રે. વો૦ ટેક.

---

મરણ વખતે શુદ્ધિ તજી હતી તે બાબત કહી છે) ૫ બોલાવે. ૬ વડોદરા રાજ્યના મહાલ અથવા પ્રગણાં (પેહેલાં રાજ્યના બાવન મહાલ કહેવાતા હતા અને શ્રીમંત મલ્હારરાવ મહારાજના અમલમાં પણ બાવન મહાલ હતા તેથી બાવન મહાલ કહેલા છે અને આજ ન્યુનાધિક હશે તો તેથી કાંઇ કાવ્યને દોષ નથી. ૭ દયામણી. (આજસુધી જે માનવંતી હતી તે પતિ જતાં હવે બિચારી=આપડી થઇ એ ભાવ છે.

જેણે શોભીતી [1]ગાયકવાડી પુરી શોભી પંક્તાત [2]અગાડી;
એ ખીલેલી વાડી [3]ઉજાડીરે. વો૦ ૧
ફત્તેસીંગ પડયા એમ જાણી, બોલે રૈયત શોકની વાણી;
કાળ ઉપર હાય પીટાણીરે. વો૦ ૨
ઘરમાંથી પુરૂષ ને નારી, બ્હાર આવ્યાં છે હાય ઉચ્ચારી!
વાત કરેછે હાથ [4]પસારીરે. વો૦ ૩
થયા મ્હાજન ભેળા વ્યાપારી, તેલી તંબોળી ને રોજગારી;
દુઃખ કરેછે રૈયત પ્યારીરે. વો૦ ૪
મળ્યા સોની સુખડિયા વાટે, પડયા મરણુ સુણીને ઉચ્ચાટે;
તેણે વાસ્યાં છે તાળાં [5]હાટેરે. વો૦ ૫
મળ્યા કણિયા કાપડિયા વિવેકી, કરી આપસ માંહી એકી;
રાજયભક્તિ માટે થયા ટેકીરે. વો૦ ૬
થઇ ટેકીલા કામ બંધ કીધું, નથી કોઈ ગ્રાહકને દીધું;
ના વ્યાપાર માટે લીધુંરે. વો૦ ૭
ચારે બાજુએ હાય પીટાઇ, આવ્યું પ્રજાનું હૈયું ભરાઈ;
યાદ આવે પદ્માવતિ બાઇરે. વો૦ ૮
કાળ કોપ્યો કહે સહુ શાને, શીદ ઊપાડયા યુવરાજાને;
બહુ **જેઠમ** લાગ્યું પ્રજાનેરે. વો૦ ૯

---

૧ શોભી રહેલી અથવા શોભનારી. ૨ આગળ (યુવરાજશ્રીથી આ ગાયકવાડી રાજય વળી આગળ વધારે શોભત કારણુ એમનામાં દયા વિશેષ હતી અને એમ પણુ કહેવાય છે કે એમના મનમાં પ્રજાના હકોની સંભાળ રાખવા ઘણું હતું) ૩ ઉજડ કરી અથવા વેરાન કરી. ૪ લાંબા હાથ કરીને (પુરૂષ કરતાં સ્ત્રીઓ વાત કરે છે ત્યારે લાંબા હાથ કરીને નવી જુની અથવા સુખ દુઃખની વાત કરે છે તેથી તેમ કહ્યું છે) ૫ હડતાલ તો પછી પડી પણુ તે પેહેલાં લોકોએ શોકથી તાળાં અડકાવ્યાં.

# * સમયની સમજણ.

## પદ.

(પરજ)

"એડો બાઇ બુડતો તારેરે"—એ રાહ.

ફતેસિંહ થાતાં પ્રવાસી રે, પ્રજા રાજપત્નીની ઉદાસીરે. ટેક.
સંવત ઓગણિઓગણચાળિસ શ્રાવણ [1]પૂનિત માસ;
શુકલ પક્ષ ને શુક્ર પ્રતિપદ, [2]ખુબીતણો હતો ખાસ. ફ૦ ૧
ત્રીજી અગષ્ટે તાશીર ભાળી અઢાર ત્રાશીસન;
એક દિવસ એવો પણ નિરખ્યો શોભ્યું સયાજીસદન. ફ૦ ૨
સૂખે નિરખવા સમય હતો હતાં ચિમનાં બાઈ હયાત;
એક સમય હતો પુત્રોત્સવનો રળિયામણી હતી રાત. ફ૦ ૩
પુત્રવધાઈ તણે દીન રૂડે વાગ્યાં હતાં વાજીત્ર;
દામ ઇનામ દેવા દીન દીઠા સુખી હતા શિરછત્ર. ફ૦ ૪
રેલાયું દહીં[3] દી એક આંગણ, મિસરી મળી નરનાર;
એક દિવસ છઠ્ઠી અને સોમે દીઠા હતો દરબાર. ફ૦ ૫
સમય હતો સાટમારી નિરખવા કરવા સમય હતો સેલ;
સમય હતો પ્હેરી ઓઢીને ફરવા, માણવા મોજ મહેલ. ફ૦ ૬

---

* "વખત વખતની છાંયડી છે" એવું સર્વ કોઇ બોલે છે તે ઉપરથી આગળનો આનંદ સમય વર્ણવી પ્રજાને ભાન કર્યું છે અથવા એક રીતે જ્ઞાન થવાને માટે પણ જણાવ્યું છે કે આનંદનો પણ સમય હતો ને આજ શોકનો પણ છે ત્યારે સુખ દુઃખ તો વારાફરતી આવ્યાજ કરે છે એવો પણ ભાવ છે. ૧ પવિત્ર. ૨ રમુઝનો (સંવત ૧૯૩૯ ના શ્રાવણ શુદી ૧ ને દિવસે યુવરાજનો જન્મ થયો હતો) ૩ દિવસ (જન્મદિવસે ગોરસ છાંટવાનો મહિમા છે)

એક હતી પળ પોશાક કેરી, [4]દીપકનો હતો દીન;
[5]મંત્રી તણી મીજમાની થયેલી ભોજન ભાળ્યાં ભિન્ન. ફ૦ ૭
એક દિવસ [1]પ્રેમગ્રંથી પડયાનો, પદ્માવતીની સાથ;
શોભા નિરખવા સમય હતો એક નારીને શોભ્યોનાથ ફ૦ ૮
દિવસ હતો ચઢી ઘોડલે ફરવા ગાડી સુશોભિત સાર;
રમત ગમત કરી મિત્રો સાથે કરતો [2]વીર શીકાર ફ૦ ૯
હૂકમ જેનો હજુરી માને, [3]નેકી કહે છડીદાર;
કસરત કરવા [4]કોડ હતો બહુ, બોલતો પાણીદાર. ફ૦ ૧૦
લાડકવાયો [5]વસ્ત્રસોહાગી, બાગ બગીચે પ્યાર;
[6]ભાવતણી ભૂખ સૂઘડ નરને, દેખાયો [6]ડોળદાર ફ૦ ૧૧
[7]પદ્મ વિકાસે [8]સરોવર માંહી, દીપે શિરપર [9]સૂર;
રાજકુળે પુર યૌવન ખીલ્યું, શોભે નૃપતિ નૂર ફ૦ ૧૨
એક હતો દિન શોભા કરતો, દસરાસ્વારી દમામ;
પોશાક કરતાં પરત્રારે નહિં, ઘડિ પણ ના લે વિરામ ફ૦ ૧૩
દિવસ હતો પદ્માવતિ કેરો, સુંદિરતા શણુગાર;

---

૪ રોશનાઇનો. ૫ કાજીસાહેબ.

૧ પ્રેમની ગાંઠ–લગ્ન (પદ્માવતિ બાઇના લગ્નનો પણ એક દિવસ હતો અને આજ તે ગ્રંથી=ગાંઠ છૂટયાનો પણ દિવસ છે એ ભાવાર્થ છે) [2]વીરપુરૂપ અથવા વીર=ભાઇ. ૩ સારી રીતભાત અથવા વર્તણુક અથવા નેકી=નકી (ચોબદાર જે શબ્દો કહે છે તે ઇત્યાદિ) ૪ ઉમંગ અથવા શોખ ૫ શોખીન ૬ પ્રીતિની ભૂખ અથવા જે વ્હાલો હોય તેને મળવાની ઉત્કંઠા ૬ ફાંકડો અથવા છેલ ૭ કમળ અથવા કમળરૂપ યુવરાજને ૮ ગાયકવાડીમાં ૯ મહારાજા (કમળ ખીલવાને પાણી પણ જોઇએ તેમ સૂર્ય પણ જોઇએ તેથી વર્ણન કર્યું છે કે યુવરાજરૂપી કમળ ગાયકવાડી સરોવરમાં સયાજીરાવના પ્રકાશથી ખીલી કરમાઇ ગયું ઇત્યાદિ.

અંક થકી મહા મૂલી મહિલા કરતી આમ ઉચ્ચાર. ૬૦ ૧૪
મનસુબા કરી આશ ધરંતી, લેવા સુખ સન્માન;
પિયૂપનોતી સુખ સમજીને, કરતી ઉમંગે ગાન. ૬૦ ૧૫
ભારતમાં નૃપ સુજ્ઞ વિચિક્ષણ જેનું ભાગ્ય વિશાલ;
એવા એક સયાજી ગણાતા, જેષ્ટભાઇ ગયો તાલ. ૬૦ ૧૬

---

## પુરવનિતાઓની વાણી.

### પદ.

"જીવે માણીગર બંદલો"—એ રાહ.

દેહ પડયો યુવરાજનો રે, થયો અચિંતો કેર!
શુદ્ધિ ગઇ મહારાજની, થયું શોકીલું શે'ર. દે૦ ટેક.
[1]ચાઇલ્ડનું નવ ચાલિયું રે, કાળ રોકયો [2]ન રાવ;
ગજદરથી ગુણ ના પડયો, પડ્યા અવળા રે [3]દાવ!! દે૦ ૧
મહિનો પુરા મંદવાડનો રે, [4]કળ્યો વ્યાધી ના કોઇ;
અરસપરસ વાત પુછતા [5]વૈદ અંતર જોઇ. દે૦ ૨
મુંબાઇહાકમે મોકલ્યો રે, વૈદ આણીને વ્હાલ;
તેનું કીધું રૂડું ના થયું, શ્રમ કીધો ભુપાલ. દે૦ ૩
એઠા રહ્યા વૈદ બાપડા રે, બદલ્યાં ઓસડ નિત્ય;
પળે પળે નાડિ પારખી, રાખી લખવાની રીત. દે૦ ૪
દર્દ વધ્યું ગયું દીલમાં રે, ચિન્હ બદલાયાં તેમ;
અવયવ હિંમત હારિયા, તજ્યો ઇંદ્રિયે નેમ. દે૦ ૫

---

૧ ઇંગ્રેજ દાકતર જે મુંબઇથી આવેલો હતો તે. ૨ રાવ દાક્તરે પણ. ૩ દવા (જે જે દવા કરી તેનો ગુણ લાગ્યો નહી. જેમ પાંડવે પાસા નાખ્યા અને હારવાના હોવાથી અવળા પડયા હતા તેમ આ વખતે પણ દાવ ન ચાલ્યો અને અવળા પાસા પડ્યા ઇત્યાદિ ભાવાર્થ છે.) ૪ રોગ કોઇ કળી ન શકયા. ૫ દાકતરો.

દીલ દાજ્યું દાક્તરનું રે, કીધા આખર ઉપાય!
સયાજીરાવ મહારાજની, દુઃખે સુકાઇ કાય. દે૦ ૬
કુંવર કોડીલો જીવવા રે દુઃખે ખરચ્યું છે દામ;
દેવ દેવીને પુજાવિયાં, કોઇ આવ્યું ના કામ. દે૦ ૭
વ્યાધી વસ્યો કોઈ જાતનો રે, ગુણવાળા ગુંચાય;
તબિયત પળ પળ બીગડે, કર્યું સારૂ ના થાય. દે. ૮
તેરમીએ તન બીગડ્યું રે, ફર્યો મ્હોનો દેખાવ!
રાતે હૃદયને રડાવિયાં, આશા મૂકી છે રાવ. દે. ૯
વ્હાણું વાયું સોમવારનું રે, ગયો રંગ ઉલ્લાસ;
સુત સયાજીનો લાડકો, તેનો ગુંચાયો શ્વાસ. દે. ૧૦
તૂટી આયુષ્યની દોરડી રે, દીન થયલો નિર્માણ;
હંસો [1]ઉડ્યો પ્હેલા પ્હોરમાં, પડ્યા [2]પદ્માના પ્રાણ. દે. ૧૧
કેર થયો આ કારમોરે[3] લુંટયો [4]લક્ષ્મીવિલાસ!!
મંડળરૂવે માયા થકી, પિતા નારી ને દાસ દે. ૧૨
પુત્ર કંસારનો [5]કોળીયો રે પ્હેલા ખોળાનો જેહ;
દક્ષિણ હાથ પિતા તણો, એમાં શાનો સંદેહ દે. ૧૩
પુર્વે કીધું તપ ભાગલું રે, ગઈ અધવચ કાય;
નહિં તો કરત રાજ પુરનું, ભલો નિવડત રાય! દે. ૧૪
પદ્માવતિના વિલાપથી રે, રડે દુશ્મન હોય;
દુખી છીએ સહુ આપણે, કરી શકે શું કોય. દે. ૧૫
જાણ્યું છે જયારથી આપણે રે, પડી હૃદયામાં ફાળ;
જેષ્ટાભાઇ વીરક્ષેત્રમાં, લખે તેથી હેવાલ. દે. ૧૬

---

૧ જીવ. ૨ પદ્માવતિ બાઇના પ્રાણપતિ. ૩ ત્રાસદાયક. ૪ રાજ્યમેહેલનો રંગ અથવા વિલાસ હતો તે લુટ્યો લઇ લીધો (યુવરાજ રાજમ્હેલને દીપાવનારો નાયક હતો માટે એમ કહેલું છે) ૫ પ્રથમ પુત્ર કંસારનો કોળિયો કહેવાય છે.

# ગોવિંદની ગતિ ન્યારી છે!

## પદ

(પરજ)

ગતિ ગોવિંદની ન્યારીરે, ન જાણે મુનિ તપધારી રે. ટેક.
[1]સુરસનકાદીક શેષ ન જાણે, નારદ સારદ પાર:
ભુલામણીમાં બ્રહ્મા ભૂલે, શીવજી ન જાણે સાર ગ૦ ૧
યત્ન કરીએ સુખ મળવાને, [2]માધવ મન [3]મકલાય;
ગોવિંદજી તણું ગમતું થાયે, પણ મન ના સમઝાય. ગ૦ ૨
મન વિરમે નહિં અનુભવ વીના, [4]અનુભવના શા ભાર?
માયામોહ ફરી મન પ્રેરે, પજવે વારંવાર. ગ૦ ૩
ગોવિંદની ગતિ ગોવિંદ જાણે, ઇચ્છા તેને હાથ;
કહોને ખબર હતી કે પડશે પદ્માવતિનો નાથ? ગ૦ ૪
લાડકવાયો પુત્ર ફતેસિંહ, પાટવી શ્રીયુવરાજ;
તેને ઉગારવા તન મન ધનથી [5]મથન કીધું મહારાજ! ગ૦ ૫
મથન કર્યું પણ [6]અમર ન આવ્યું, કીધો કાળે કેર!
ભારતભોગી ભૂપતિ કેરી, સુકવી સુખની ન્હેર. ગ૦ ૬
સંવત ઓગણિસેં ને ચોસઠ, ભાદ્રપદે કૃષ્ણપક્ષ;
લક્ષણવંતો ચંચળ ચિતનો રમતો રાજકુમાર;

---

૧ સનક–સનંદન–સનાતન અને સનત્કુમાર એ વિષ્ણુ ભગવાનના અતિ પ્રિય પાર્ષદો છે. અને ભક્ત છે છતાં તે પણ ગોવિંદની ગતિ જાણી શકતા નથી. ૨ વિષ્ણું ભગવાનનું નામ છે. ૩ રાજી થાય. ૪ અનુભવથી કદાચ મન વિરમે તોપણ અનુભવના એ ભાર નથી કારણ અનુભવીઓ પણ માયાથી મોહ પામી ગયા છે આ ભાવાર્થ છે. ૫ ઘણી મ્હેનત. ૬ અમૃત. (દેવતાઓએ અમૃતને માટે વિષ્ણું ભગવાનની સુચના અને સ્હાયતાથી સમુદ્રમથન કર્યું હતું તેમાં વિષ પ્રથમ નીકળ્યું હતું તે રીતે આમાં પણ વિષ=મર્ણ નીપન્યું ઇત્યાદી).

ચોથ અને સોમવારે સંવરિ, કીધા કુંવરના લક્ષ. ગ૦ ૭

માત વિનાનો કુંવર મોંઘો, મ્હારાજા મુખપાન;
ઇંગ્રેજી ભણી વિદ્વાન થયલો કાળે હરિયો નિદાન. ગ૦ ૮

પુત્રોત્સવનો દિવસ બતાવ્યો રાજી થયાં પિતુ માત;
લગ્ન થયું પદ્માવતિ સાથે, રૈયત થઇ રળિયાત. ગ૦ ૯

સીમંત આવ્યું સરજનહારે, નીપાવ્યાં ત્રણ બાળ;
પ્રતાપ પુત્ર પ્રભુ પ્રકટાવ્યો, વાવ્યાં તરૂનાં ડાળ. ગ૦ ૧૦

હર્ષ દઇને હરિ લપટાયા, આવું કીધું આજ?!
યૌવનને અણુખપનું કીધું, ઊપાડી યૂવરાજ. ગ૦ ૧૧

લક્ષણવંતો ચંચળ ચિતનો રમતો રાજકુમાર;
અણધાર્યો ઉપડશે એવું કોયે ન જાણ્યું લગાર. ગ૦ ૧૨

ઉગરવાને કીધા ઉપાયો તે ન ગયા કંઈ પેશ;
[1]દશરથના મનસુબા જુદા, રામ ગયા વીદેશ. ગ૦ ૧૩

અર્થ સરે નહિં આપણશ્રમથી, ગોવિંદ સારે અર્થ;
જેષ્ટભાઇ કહે [2]દેવકીનંદન કરવા સર્વ સમર્થ. ગ૦ ૧૪

---

## વિધવાની સ્થીતિ.

### પદ.

(લલિત–મરાઠી.)

અરર! જેમને શિર નહીં પતિ રે!
તે સદાય દુખી ગણાય, દુખી જણાય,

---

૧ અયોધ્યાપતિ શ્રી દશરથ રાજાએ પોતાના પાટવી પુત્ર શ્રી રામચંદ્રજીને રાજ્યગાદીએ બેસાડવાને મનમાં ધારી સર્વ સામગ્રી તૈયાર કરાવી પણ બીજે દિવસે રામ–સીતા અને લક્ષ્મણને વનમાં જવાનું થયું એમ શ્રીમંત મહારાજા સાહેબે પોતાના પુત્રને ઔષધઉપચારથી ઉગારી આગળ-ઉપર રાજ્યગાદી આપવાનો મનસુબો કર્યો હશે પણ ગોવિંદને તે વાત નહીં કરવા દેવી હોય તેથી આમ કર્યું ઇત્યાદી ભાવાર્થ છે. ૨ શ્રી દેવકીના નંદન શ્રીકૃષ્ણ.

દિન [3]કથાય, ન ખપની સતિ રે. અર૨૦ ટેક.
પરવર્યો પિતુ પ્રેમપાલણો રે !
સ્ત્રીનિ કાય, સુનિ થાય, મુખ સુકાય,
રંગ જાય, નવ રહે [4]ધૃતિ રે. અર૨૦ ૧
નર ઉઠી જતાં નારિ [5]નામની રે ! !
શરમ જાય, ભીતિ જાય, ટેક જાય,
[6]ભરમ જાય, નરમ સ્ત્રી થતી રે. અર૨૦ ૨
ઘરધણી જતાં ગૃહિણી રડવડે રે ! !
કો ન ચ્હાય, દે ન સ્હાય, કોઇ ન્હાય,
ના વદાય, રમુઝ રહે જતી રે. અર૨૦ ૩
પતિ પતિજતાં કાર્ય નવ પતેરે !
વજન માન, ખાન પાન, તનનું વાન,
મનનું જ્ઞાન, મંદ રહે અતી રે. અર૨૦ ૪
વર વિના બધી રીદ્ધિ ના દિપે રે !
હોય સૂત કદિ સપૂત, ચાલે સુત્ર,
તોય છત્ર, જે વિના મતી રે. અર૨૦ ૫
[1]શુકનથી જશે વિણુ [2]પીયુ પ્રિયારે !

---

૩ ગરીબ કહેવાય. ૪ ધૈર્ય. ૫ કહેવાની. ૬ તત્વ અ-થવા ભાર.

૧ શુકનમાંથી જશે. ( સૌભાગ્યવતિ સ્ત્રીના શુકન પરગામ જનાર વિશેષ કરીને જુવે છે અને તે સ્ત્રી સામી મળે તો આનંદ અને સંતોષ પામીને પરગામ જાય છે. પરંતુ વિધવા સ્ત્રી સામી મળે તો કેટલાક પાછા ફરે છે, અથવા કોઇ પ્રયાણ કરે છે તો મન કચવાતે જાય છે અર્થાત્ વિધવા શુકનમાંથી પણ જાય છે એટલે શુકન જોવાના કામની રહેતી નથી. ૨ " વિણુ પિયુ પ્રિયા "=પિયુ વિનાની પ્રિયા ( વિધવા ).

ગાળ ખાય, અપ્રિય થાય, સ્વામિ જાય,
જીવ કપાય, ગુંણુવની ગતીરે ! અરર૦ ૬
ગઇ [3]ગણેશના કામથી સદારે !
જાતાં નાથ, જાતાં સાથ, શૂન્ય હાથ,
થઇ અનાથ, ભાગે ઉન્નતિરે. અરર૦ ૭
દિયર જેઠ ને શ્વસુર પક્ષનાંરે,
ન કરે પ્યાર, ન કરે વ્હાર, સારવાર,
નહિં લગાર, ના ગમે કૃતિરે. અરર૦ ૮
દિકરી દીકરો કદિ ભલે હજોરે ! !
જાય સ્વામ, જાય હામ, સુખ તમામ,
મન વિરામ; જાય મલપતીરે. અરર૦ ૯
ઉપડતાં પતિ થઇ અભાગિણીરે ! !
ઉપડિ એશ, વંઠ્યો વેશ, તે હમેશ,
પતિ નરેશ, પણ ન રાજતીરે. અરર૦ ૧૦
દુ:ખ નિહાળીને વીધવા તણું રે ! !
જેષ્ટલાલ, બિગડયો તાલ, આવ્યે ખ્યાલ,
વર્ણે હાલ, પ્રેરે ભારતીરે. અરર૦ ૧૧



# યુવરાજના મરણથી શેહેરની સ્થીતિ.

## પદ.

" બળહીન થયા આજે " એ રાહ.

આતો ગજબ થયો ભારે ! ! એવું પુરજન ઉચ્ચારે ! આ. ટેક.

---

૩ વિધવા પાસે, વિવાહ અને જનોઇ આદી પ્રસંગે ગણપતિની પૂજા કરાવાતી નથી. ( બ્હેન અને ફોઇ પાસે શુભકાર્યમાં ગણેશ પુજાવવાનો ઘણી ન્યાતોમાં ચાલ છે

૪ પહેરવાનું સુખ ગયું.

પામ્યા પિતાનો બહુ ભાવ, ફતેસિંહરાવ;
લિધો નહીં લ્હાવ, તજ્યું તન પ્યા......રે. આ૦ ૧
હાયે !! લાડકવાયો પુત્ર, મુકી ઘરસુત્ર;
તજી શીરછત્ર, સુતો શશીવા......રે. આ૦ ૨
ન્હોતાં ચિમનાંબાઈ માત, તથાપિ તાત;
ઉણી કોઇ વાત, ન રાખી ક્યા......રે. આ૦ ૩
કીધો વ્હાલો સુત વિદ્વાન, [1]ઉંચું દેઇ જ્ઞાન;
પ્રેમનું પાન પાયું [2]સરકા......રે આ૦ ૪
જાણ્યો [3]બંધુસમોવડ બાલ, અમૂલો માલ;
લુંટાયો હાલ, રાજ્યદરબા.........રે આ૦ ૫
સૂતો ભવિષ્યનો ભૂપાલ, આણિને વ્હાલ;
કરત જે ન્યાલ, પ્રજાને [4]ધા.........રે આ૦ ૬
પડયો પદ્માવતિનો પ્રાણ, ગુણી ગુણ જાણ;
ડુબ્યું દધી વ્હાણ ન આવ્યું આ......રે આ૦ ૭
પોઢયો સુઘડ રાજકુમાર ભૂપ ઉર હાર;
[5]દરદી દિલદાર, લિધો કિરતા.........રે આ૦ ૮
પ્રજા કરતી શોક અપાર કરે વિચાર;
પૂર આવાર ઝાંખું શુન્યકા.........રે આ૦ ૯
છુટયા માઠી ખબરના તાર, પૂરમોઝાર,

---

૧ ઈંગ્રેજીની ઉંચી કેળવણી આપી. ૨ શ્રીમંત સરકાર મહારાજા શ્રી સયાજીરાવે (પોતાના પિતાએ) ૩ પોતાના ભાઈ જેવો જાણ્યો (પેહેલા ખોળાનો સ્ત્રીનો પુત્ર એટલે પિતાનો પ્રથમનો દીકરો તેના ભાઈ જેવો ગણાય છે એટલે ઉમરમાં વધારે ફેર ન હોવાથી કેટલીક વખતે બન્ને બરાબર દેખાય છે) ૪ કાયદાથી પ્રજાને સુખી કરત (આજના કાયદામાં આગળ સુધારો કરી પ્રજાને વિશેષ લાભ આપત). ૫ દુ:ખીનો ભાઇબંધ અથવા દરદ ખમેલો

પૂરની બ્હાર, ખબર થઇ ત્યા.........રે આ૦ ૧૦
વ્હાલા સહુને શ્રી યુવરાજ દુખી સહુ આજ;
સુઝે નહીં કાજ, ઉભાં ઘરબા.........રે આ૦ ૧૧
કોઇ વનિતાનું દુઃખ ગાય, જીવ દુખાય;
કોઈ કહે રાય ખમ્યા દુઃખ ભા......રે આ૦ ૧૨
કરે એવો કો ઉચ્ચાર વ્યર્થ સંસાર;
દુઃખ ભંડાર સુખ કોણુ ધા......રે? આ૦ ૧૩
સ્થીતિ આજ પુરીની નેષ્ટ, ગયો સુત જેષ્ટ;
પ્રેમનું કષ્ટ, પડે ન વિસા............રે આ૦ ૧૪
જોયું જેઠમ જે વટપૂર, નહી તે નૂર;
કાળ થયો ક્રૂર, પડયું દુઃખ ત્યા......રે આ૦ ૧૫

---

# રાજ પ્રજાની દુઃખી દશા.

## પદ.

"જાલંધરને જોતી દુઃખે આંસુ લ્હોતી."—એ રાહ૦
રાજકુંવરના મર્ણે-[1]ધૂજારો આવ્યો ચર્ણે;
રાજકુંવરના મર્ણે રે-રે-રે-હો દુખી પ્રજારાજનીરે. ટેક.
સુખી હતા મહારાજા તે આજ સુધી સહુવાતે;
યુવરાજાને જોઇ મહારાજ વળગતા વાતે;
શાંતીની વેળાએ આ શું કીધું જગતાતે? રા૦ ૧
ભવિષ્યનો નૃપ ભોગી શોભાવત ગાયકવાડી;
મનસૂબા મન રાખ્યા ને કાળે લુંટી [2]લાડી;

---

૧ યુવરાજના મરણુની વાત સાંભળીને પ્રજાજનને કંપારો આવ્યો (કંપારો પ્રથમ પગથી શરૂ થાય છે અને શોક તથા દુઃખમાં પ્રથમ પગ ઢીલા થાય છે માટે "ધૂજારો આવ્યો ચરણે" એમ કહ્યું છે. ૨ સ્ત્રી (પદ્માવતિબાઇ)

મેલાડી યૌવનની ખીલેલી સુંદીર વાડી. રા૦ ૨
રાજા પ્રજાની આશા તે સુતી લાંબી [3]સોડે;
સમય ન આપ્યો હરિયે [4]શુભમાં ઠરવા જોડે;
દૈવે હાય ! ન કીધા દંપતિના પૂરા કોડે. રા૦ ૩.
પ્રીત કરી [5]પોપટડો તે ઉડયો પીંજર છોડી;
પિતા પ્રિયાને છોડી ને કુંવર ગયો છે કોડી;
આ સુખને મૂકીને કયાં પ્રીતિ જઇને જોડી ? રા૦ ૪
રૂદન કરે મહારાજા ને પ્યારોં લીધા [6]પાસે;
સરદારો અધિકારી સંબંધી જોઇ ત્રાસે;
આલીંગન દે પિતા તે પાડિયા છે નિશ્વાસે. રા૦ ૫
વનિતા પ્રાણ પછાડે ને કપાળ ફરિને કૂટે;
ભાન સાનને ભૂલી ને કેસ શીરના છુટે;
રોઈ રોઇને રામાનું નીરનયનનું ખૂટે. રા૦ ૬
એક પ્રહરમાં ત્યાં તો દુઃખીયાની ભીડભરાઇ;
શે'રમાંહી પણ સુંનું નગરી તો ખાવાધાઇ;
ભંગ રંગમાં કીધો, સહુ કે'છે જેઠાભાઇ. રા૦ ૭

---

# મહાજનનો શોક અને હડતાલ.

## કવિત.

પોપટ પાઇને પ્રેમ પીંજરથી ઉડી ગયો !
[1]ભણી ગયો ભાન માત તાત મિત્ર નારનું !
સંબંધીનું ગયું સૂખ, બાળક [2]બાળુડાંતણું,

---

૩ સોડતાણીને (મરણ પામે તેને "લાંબી સોડે સુતો" એમ કહેવાય છે) ૪ લગ્નાદિક શુભ કાર્યમાં પુરૂષ સાથે સ્ત્રી બેસે છે. ૫ ભણ્યોગણ્યો રાજકુમાર. ૬ યુવરાજને મહારાજાએ એક વખત પાસે લઇ આલીંગન દીધું હતું.

૧ લેઈ ગયો. ૨ છેક ન્હાનાં સમજણ વિનાનાં પણ વ્હાલાં.

મહાજન કહે ગયું રમકડું [૩]બ્હારનું;
આપણે [૪]આવું ન જાણ્યું [૫]જાણ્યું તે થયું છે સત્ય,
દુઃખ તો વિશેષ થયું યુવરાજ પ્યારનું,
પચ્ચીસ વરસતણો યુવાન પહેલવાન;
કોડીલો જવાથી સૂખ ગયું સરકારનું ! ! ૧
પ્રજાજન મળી દુઃખ કરે છે આપસ વળી,
સંભારે છે યુવરાજ લગ્ન વાત સાહી છે;
પરણી છે [૬]કાલે ક્યારે વિશેષ વરસ થયાં ?
ભરપૂર યૌવનમાં પદ્માવતી બાઈ છે ! !
એણે નથી લીધો લાભ સંસારના સુખતણો,
એટલામાં સૂખતણી ન્હેર તો સુકાઇ છે;
મહારાજતણું દુઃખ સર્વને વિશેષ થાય,
દુઃખ તો [૭]જેઠમ કહે સતીને સદાઈ છે. ૨
મહાજને સુણી હતી વાત તો સ્હવાર થકી;
વખત વટાવ્યો કાંઇ કે'વા [૮]આગેવાનને;
ઉલટ્યો વિરહ પ્રેમ ગાયકવાડી પ્રજાનો,
રોજગારીઓ એ વાસી તરત દુકાનને;

૩ રમુજ કરવાનું અથવા રમુજ અને ગંમત બતાવનાર અથવા બહાર ગામના લોકોને રાજી કરનાર. ૪ મંદવાડથી આમ મરણજ પામશે એમ કોઇએ જાણ્યું નહોતું. ૫ લોકોએ યુવરાજ પડ્યાની વાત રવિવારે રાત્રે જાણી હતી તે દિવસની નહીં તો બીજા દિવસની વાત પણ સાચી પડી એ ભાવાર્થ છે. ૬ કાલે સવારે=હમણાંજ ( વધારે વખત થયો નથી તે કહે છે ) ૭ પુસ્તકકાર કહે છે કે માતા પિતા અને ભાઇ બ્હેન તથા મિત્રાદીકને દુઃખ હશેજ અને હોયજ તથાપિ પરણનારીને તેના પતિના મરણનું જે દુઃખ હોય છે તેની તો સીમાજ નથી. ૮ નગર શેઠને ( હરિભક્તિને )

બજાર થયું છે બંધ કોઇએ ન આડ કરી,
કોઇએ ના કીધી પૂછ માગ્યું નહીં માનને;
મ્હાજન દુકાનદાર, હુન્નરી ને રોજગારી,
ત્રણ દિવસ ન રાખ્યું વ્યાપારમાં ધ્યાન ને. ૯

---

## માઠા સમાચારથી પ્રજાજનનું રાજમેહેલમાં આગમન.

પ્રજાજનને મળી છે કાળોતરી કેરતણી,
શેઠ શાહુકાર સરદાર બ્હાર[1] નીસર્યા
અધિકારી ને સંબંધી મિત્ર આવ્યા રાજમ્હેલ,
શોકમાં આવીને બેઠા સરવે આંસુભર્યા;
મહાજન[2] થકી દુખપામતા પ્રકટ[3] થયા,
પ્રથમ ન માન્યું સમાચાર તો સાચા ઠર્યા !
ખબર [4]અશુભ હોય અસત્ય ઠરે ન કદી,
જેઠમ લોકોએ આવી આણી નૃપની દયા !

## રાજમ્હેલમાં મૃતરાજકુમાર

### કવિત.

કર્તા—લક્ષ્મિનો વિલાસ કહો કોઇ કહો રાજમ્હેલ !
આજ તો વિલાસ નહીં સર્વને "વ્હીલાશ"[5] છે !
હોય રાજમ્હેલ, [6]'મેલ' આજ કીધું સ્યામકામ

---

૧ ઘેરથી. ૨ મહાજનમંડળે ખબર કર્યાથી અથવા તેમનાથી યુવરાજ પડયાની વાત જાણીને ૩ પ્રકટદુઃખ કરવા લાગ્યા અથવા બીજો અર્થ એકે રાજમેહેલ જવાને જણાવ-તા નીકળ્યા ઈત્યાદિ. ૪ ઘણું કરીને અશુભ ખબર એટલે માઠી ખબર મરણની અથવા નુકશાનની કે બીજી શોક ઉપજાવનારી ખબર ખોટી પડતી જ નથી, ૫ ઢીલાશ ૬ આજના દિવસ

મનમાં રાખે છે મેલ આજનો નપાસ છે !
પોતે પણ જાણીને વ્હીલો દેખાય તેજ વિના,
ભૂલ તો કબૂલ કરે, શો ઉપાય ખાસ છે !
પ્રવેશવા દીધા કાળ, હવે શું પસ્તાવે વળે ?
જેઠમ હોનાર હતું, સર્વનો વિનાશ છે. ૧

વિનાશ જાણે છે સહુ, મોહિત તથાપિ થાય.
મોહિત થયાથી ક્લેશ સરવને થાય છે;
એજ ક્લેશ આજ શ્રી સયાજી મહારાજ કરે,
સંભારી સંભારી યુવરાજ ભણી જાય છે;
[1]રડ કે કકળનો ન આવે પાર કેમ કર્યે,
સ્નેહી ને સબંધી સર્વ કામમાં ગુંથાય છે;
શબને ઉતારવાનો વિચાર થયો છે ત્યાંહિ,
ઉતારી [2]ઝોળાથી સહુ ફરી દુઃખી થાય છે. ૨

ઉતારિયું શબ જેહ રાજમ્હેલની ભુમીએ,
જોઇને સંબંધી [3]તાત વદન પછાડિયું,
દાસ ને દાસીઓ રડે, ફરીથી થયો છે ત્રાસ;
[4]વારે તે રૂદન કરે ભાનને ન્હસાડિયું;
[5]ફૂટીને કરવી પડે, ક્રીયા સહૂ ધર્મ તણી;
તેથીજ રીતી પ્રમાણે શબને બેસાડિયું,

---

માટે 'મ્હેલ' નહીં પણ મેલરૂપ માનવો કે એણે રાજકુંવરને ખાઇ ખોટું કામ કર્યું.

૧ રડકકળ=ક્લેશ કલ્પાંત અથવા રૂદન. ૨ એક જાતનો ચઢાવવા ઉતારવાનો યંત્ર (હીંચોળો પણ કહેવાય). ૩ શ્રીમંત મહારાજા સાહેબે શબ જોઇને ઘણુંજ કલ્પાંત કર્યું એ ભાવાર્થ છે. ૪ જેવારે=શિખામણ દે તેજ પાછું રડવા માંડે. ૫ રડી ફૂટીને.

૬પાય ધોવડાવ્યા અતિ પદ્માવતિની પાસે;
ઉભરાયું ઉર પૂર નીર ન્હાર આવિયું, ૩

---

## * પદ્માવતિની . પછાડ.

### પદ.

" દીગાંબરને દેખારે—રે—રે—હો—મોહ્ઉં પામી માનુનીરે"—એ રાહ.
પિયુપિંજરને પેખીરે—રે—રે—હો—પીડા પામી પ્રેમદારે—ટેક.
પિયુના પાગ પખાળીને રૂદન કરે છે દારા;
કપાળ ઠોકે કરથી નયને વ્હે અશ્રુધારા;
શબનો સાજ[1] નિહાળીને ચતુરા છાટી ફૂટે;
રૂદન કારમું જોઇને ત્રાસ સર્વને છૂટે. પિ૦ ૧
વિલાપ કરતી ભામા[2] "ઓરસિયા શિદ રિસાયા !!
હતું રિસાવું જયારે આવી શીદ કીધી માયા ?
ઓ રાજકુંવર કોડીલા મુજ નેણુ તણા છો તારા !
મ્હને કેમ રઝળતી મૂકી ને કયાં જાઓ છો પ્યારા ? પિ૦ ૨
મેં [3]હાથ તહમારો ઝાલી નથિ લ્હાવો પૂરો લીધો;
છે કોડ તમારા બાકી તે વિચાર કયમ ના કીધો ?

---

૬ ન્યાત કુટુંબની રીત પ્રમાણે. પદ્માવતિબાઇને યુવરાજના પગ ધોવા બોલાવ્યાં કે તેમણે પ્રાણ પછાડી નાંખ્યા=આદું રૂદન પગ ધોતાં કર્યું કે શત્રુને પણ દયા આવે અને નિર્દયની આંખમાંથી પણ આંસુ પડે. પદ્માવતીએ શબ જોઇને રૂદન કર્યું તે.

૧ શબને લેઇ જવા અથવા લેઇ જતી વખતે જે જે સામાન્ જોઇએ છીએ તેને ભેગો થયેલો જોઇને. ૨ પદ્માવતી. ૩ પરણીને.

તમે [4]રત છત સઘળી મૂકી ને વાહન મૂકયાં વ્હાલાં;
તમે મૂકયાં બાળક પ્યારાં તે ક્યાં જઇ ઠરશે કાલાં? પિ૦ ૩
મને નથિ સમજ કંઇ પડતી, રે કોણ થશે મુજ બેલી ?
મ્હને [5]આણું સત્વર કરજો, ને જઇ તેડજો વ્હેલી;
મ્હારા સુખ દુઃખના છો સાથી, તો અળગી શાને કીધી !
મ્હને દુઃખ દરિયામાં ઠેલી પણ દયા ન દિલમાં લીધી. પિ૦ ૪
તમે રહ્યા હોત રઢિયાળા તો પુરાત આશ પિતાની;
હું મ્હાલત મનને મૂકી તે આશ રાખવી શાની ?
હું કીયા પાપથી આજે વૈધવ્યપણાને પામી !
ઓ દૈવ ! દુઃખ કયમ દીધું મ્હારો સુંદીર લીધો સ્વામી! પિ૦ ૫
હું શું મ્હારૂં દુઃખ બોલું તમે અધવચ રસ્તે હીંડ્યા;
મ્હને સદા વિયોગી કીધી, કયમ [6]વિરહખમાશે પીડા !
ઓ પાપી જીવડા મ્હારા તું કેમ રહ્યો છે પેસી;
મ્હારા ઉરનો હાર સુકાયો જ્યાં કાળ થયો છે દ્વેષી. પિ૦ ૬
એમ બહુ વિલાપી વામા, તે કહ્યું ન કોનું માને;
બહુ ધૈર્ય આપતી નારી દુઃખ લખ્યું ન જાએ પાને;
પદ્માના પિયુને પેખીને સર્વ રહ્યું અકળાઇ;
ત્યાં સઘળે શોક છવાયો કહું આગળ જેઠાભાઇ. પિ૦ ૭

---

૪ સઘળા પ્રકારની પુંજી અથવા ઇસકામત (રાજ્ય-વૈભવની વસ્તુ.) ૫ તેડું (ગુજરાતી સ્ત્રીઓ પતિના મરણ દુઃખથી વિલાપ કરે છે ત્યારે કહે છે કે “મ્હને ઉતાવળું આણું કરજો” અર્થાત્ તમારી પાસે વેહેલી બોલાવી લેજો કે મ્હને દુઃખ પડે નહીં અને આપણે ભેગાં રહીએ. એનો ભાવ ચર્ણમાં મૂકયો છે.) ૬ વિરહ અને પીડા બન્ને કેમ ખમાશે અથવા વિરહવેદના કેમ ખમાશે ?

# *મૃતશરીરની સ્વારી.

## કવિત.

મૃત શરીરને માન આપવાને છેવટનું,
સરદાર શીલેદાર ને ઇનામદાર છે;
અધિકારી શેઠ ને શ્રીમાન છે દીવાન વળી,
નોકર સીપાઇ વર્ણુંશે'રની અઢાર છે;
[1]રેસીડેન્ટ દીલગીરી પોશાકથી આવિયા છે;
ફોજને તેના ઉપરી ફાલતુ હજાર છે,
અદબ સહીત શોકસાગરમાંહિ ડુબેલી,
નીકળી સ્વારી તે વાત અતી દુઃખકાર છે. ૧
ધોતીયું ધર્યું જે શબે તે [2]ઉલટ હોંસ ધોતી.
મંદીલ પ્હેરાવ્યું તે તો મંદીની [3]એધાણીનું;
મોતીનો પ્હેરાવ્યો હાર [4]મોતની એધાણી તણો,

---

* રાજ રજવાડામાં અને કેટલાક મ્હોટા પુરૂષોના ઘરમાં મૃતશરીરને સ્મશાનભુમીમાં લેઇ જવાને કેટલીક ધામધુમ કરવાનો ચાલ હોય છે તે પ્રમાણે મ્હોટારાજમાં પણ હોવાથી યુવરાજનું મૃતશરીર યાને શબ શોકજનક ઠાઠથી લેઈ જવામાં આવ્યું હતું તે સમયની (સ્વારીના દેખાવની) હકીકીત અત્રે દર્શાવી છે. ૧ વડોદરારાજ્યના રસિડંન્ટ અથવા એજન્ટ ટુ ધી ગવરનરજનરલ (કાંપમાંથી આવ્યા હતા) ૨ ઉમેદ અને ઉમંગ તે " ધોતી=ધોતીયાએ ધોઇ અથવા ધુવે છે. ૩ નિસ્તેજી. ૪ મર્ણુની એધાણીનો હાર અથવા હાર=ફૂડા કાળે રાજકુમારની હાર કીધી તે હાર ઇત્યાદી અર્થ થાયછે. ૫ લાલ શોભતો દીવો અથવા લાલ છેલબટાઉ જેવો યુવરાજ ગુમ થયો તેનું ગુલાલ ઉરાડ્યું ગુલ×લાલ=ગુલાલ (ગુલ થવું એટલે ઘેર જવું અથવા બુજાઈ જવું તે અથવા હોલવાઇ

વીંટીઓ એધાણુ ધર્યું "વીતી" તેની વાણીનું;
પ્હોંચીને પ્હેરાવી તે ન પ્હોચી આશ તેજ સારૂ,
ગુલ થયો દીપ લાલ ગુલાલ કમાણીનું;
અબીલ બતાવે રંગ સર્વની ધોળાશ તણો,
જેઠમ છે મંડળ નિશાન ધુળધાણીનું. ૨
સ્વારીનો ભભકો શાનો [1]ભભક્યો [2]અનળ દીલ !
પ્રજાજન હૃદયને દેખાવે દુખી કર્યાં;
મોખરે મોટી ને છોટી ખાસ પાગા ચાલી તેણે,
ફત્તેસીંહ કેવેલરી હીંડી રંગને હર્યાં !
હતા બૉડીગાર્ડ તેતો [3]"બૉડી" બાળવાને સારૂ,
હજુરાત પાયદળ જોઇ કોઇ ના ઠર્યાં;
બેન્ડ ને બીજાંએ વાદ્ય વાગ્યાં બાણુની સમાન,
સ્વારી તો અકારી ભારી ધારી સહુ નિસર્યાં. ૩
મરણુનો શોક સ્વારી આગળ તૈયાર થયો !
લશ્કરે [4]અવળાં લીધાં હાથ હથીયારને;
કુટુંબ [5]મંત્રીએ સાહી પીતળની તોલડીને,
પ્રકટ થઇ અનળે પ્રકટાવ્યો પ્યારને;
પાલખી નિહાળી તેતો [6]આખી લખી દુ:ખદાઈ !

---

જવું તે, અને લાલ એટલે રંગીલો એનો અર્થ એ કે શ્રીમંતનો રંગીલો અથવા મોજીપુત્ર મર્ણ પામ્યો કીંવા લાલ=દીકરો ગુલ થયો ઇત્યાદી ભાવ છે.)

૧ પ્રકટ થયો અથવા સળગી ઉઠ્યો, ૨ દેવતા. ૩ શરીર દહન કરવાને. ૪ પલટણે અને તમામ સીપાઇઓએ પોતાની બંદૂકો અને તલવારો ઉંધી પકડી હતી. ૫. રાજ્યકુટુંબના મંત્રીએ પીતળની તાંબડી=વટલોઇ ઝાલી હતી તેણે=અગ્નિએ પ્રકટ થઇને પ્રેમને સળગાવ્યો (તે જોવી ગમી નહી) ૬ પુર્ણ દુ:ખદાઇ લખી. (પા+લખી=પાલખી—એનું

શબથી વાગ્યો છે શર 'બસ' નર નારને,
રાજકુટુંબી સંબંધી પાલખીને લેઇ હીંડ્યા,
હજુરીને માન કરી હતા સારવારને. ૪
સરદાર સીલેદાર રાજ્યના અમલદાર,
ઇનામદાર જમીનદારને નિહાળિયા;
દિવાન વિદ્વાન રાજકુટુંબના આગેવાન,
શ્રીમાનને ખાનદાન ભાગ્યવાન ભાળિયા;
રેસીડેન્ટ પોટીંજર કચેરીના કામદાર,
સુબેદાર ફોજદાર સામેલ સાથે થયા;
પ્રજાજન જોયા શેઠ [1]મહાજન સાથ માંહી,
તેમની પાછળ હતા કોલેજ નિશાળિયા. ૫
દુઃખનો દિવસ આજ દૈવની ગહન ગતિ,
હતો એક [2]દીનગજે સાકર વ્હેંચાયલી !
[3]મોતનો માતંગ તેજ અશુભ કામને હિંડ્યો,
ચાંદી હેમફુલ લઇ પૈસા અને પાવલી;
દુઃખનો પ્રસંગ જાણી ગજ [4]નેણુ નીર ભરે,

---

નામ પાલખી છે એટલે ¼ ભાગની લેખી છે અથવા લખી છે પણ આજ તો એને આખી દુઃખખાઈ લખી છે કેમકે તે યુવરાજને ઉપાડી જાય છે ઇત્યાદી અર્થ )

૧ મહાજનના શેઠ હરિભક્તિવાળા. ૨ એક દિવસ એવો પણ હતો કે હાથી ઉપર શેહેરમાં સાકર વ્હેંચાઇ હતી ( યુવરાજશ્રી ફતેસિંહરાવના જન્મોત્સવપ્રસંગે હાથીઉપર ખાંડ વ્હેંચવામાં આવેલી હતી.) ૩ મરણ વખતનો હાથી અથવા અશુભ કાર્ય કરવાને નીકળેલો હાથી. ( યુવરાજની પાછળ ચાંદી સોનાનાં ફુલો અને રૂપાનાણું તથા પૈસા ઉછાળવામાં આવ્યા હતા તે સવળું હાથી પર મુકેલું હતું ઇત્યાદી ) ૪ આંસુ.પડે. ( હાથીની આંખમાંથી જે પાણી નીક-

મંદ તેની ભાળી ગતિ હોય જેમ [૫]કાયલી;
નાણું જાય નૃપતિનું પ્રજાની પુંજીએ જાય,
નાણું [૬]ઉછાળતાં વાત ગર્ભિત જણાયલી. ૬
પૂરની પ્રજાને આજ મોહ શોક વ્યાપી રહ્યો,
થયો શોક ફત્તેસિંહમરણુ બનાવથી,
છેવટનાં દર્શન કરવા મૃતશરીરનાં,
મોહ તો થયો સહુને પ્રિય પ્રેમભાવથી;
ભરાયું હૃદય ઉભરાઇ પ્રજા ગરીબડી,
રાજમ્હેલથકી આજ મરણના ધાવથી;
કેદારેશ્વરનો પંથ રોકાયો માનવ થકી,
નહીં માર્ગ હીંડવાનો જોનાર જમાવથી. ૭

## ઘનાક્ષરી છંદ.

હાય ! હાય ! જુએ શબ જાય કહે હાય હાય ! !
પાપ પાય અડે પ્રાણુ પ્રેમથી કપાય પાય;
લ્હાય લ્હાય લાગી રહી કેમ તે હોલાય લ્હાય !
કાય કાય કેરથી કુટાઇને સુકાય કાય;
થાય થાય ઠામે ઠામ શોક ને [૧]કથાય થાય,
જાય જાય યુવરાજ લોક [૨]કે'મજાય જાય;

---

ળતું હતું અથવા વ્હેતું હતું તેને અશ્રુની કલ્પના કરી છે ) ૫ માંદો (માંદાને કટલાક ન્હાના ગામના અને ગામડીયા કાયલી પણુ કહે છે અને તે શબ્દ જાણીતો છે ) ૬ નાણું ઉછાળવાથી જણાય છે કે આ રીતે નૃપતિ=સયાજીરાવ મહારાજનું પણુ નાણું જાય છે. ૭ પગે પગ અડકે (ભીંડથી.)

૧ કથાય=કથાપણુ (ઠામ ઠામ શોક થાય છે અને તેની=યુવરાજના ગુણુની અથવા યોગ્યતાની કથા=વાત પણુ ચાલી રહી છે ઇત્યાદી ભાવ છે ). ૨ કેટલાક અજાણ્યા પૂછેછે કે "લોક કેમ જાય છે" ! તો કહે છે કે "યુવરાજ મર્ણુ પા-

"વાય [3]વાય" ખૂ કહે કવાય વ્હાણુ વાય વાય.
ધાય [4]ધાય શું સધાય તોય જો બધાય થાય. ૧

## સ્વારિથી થયેલો શોક.

### ઇંદ્રવિજયવૃત્ત.

શે'ર કહે બધું કેર થયો સુખ ન્હેર પ્રજાનિ સુકાઇ ગઇરે !
મ્હેર કરી નહિં [5]શાવહરી નૃપ ઘેર રડારડ ભારિ થઇરે !
ઝેર ભર્યું [6]દિલ કાળ ઉરે ગયું વેર લિધું નૃપઘેર જઇરે !
પેર પુછ્યે નહિ ફેર હવે મણિમેર ગયો સુખશાંતિ લઇરે!! ૧
બ્હારં ગયો સુખકાર ગયો સરદાર ગયો રમનાર ગયોરે !

---

મ્યા છે તે જાય છે. કેટલાક જાણીતા કહે છે કે "મજાય જાય"= મઝા પણુ જાય છે ઇત્યાદિ ભાવ છે. ૩ હાયહાય. (મુસલમાનમાં "વાયવાય" કહીને કૂટે છે તેથી ખુ=મુસલમાનની સ્ત્રીએ આ દેખાવ જોઈ "વાયવાય" કહીને શોક કર્યો. ત્યારે હીંદુની સ્ત્રી કહે છે કે આતો વ્હાણ કવાય છે ત્યારે ત્રીજી હીંદવાણી બોલી કે "વાય"=વાયુથી અથવા વાયવાય=વાયુ વાય છે તેથી અથવા હમણાં યુવાનિયા જાય છે એવોજ વા વાયો છે તેથી યુવરાજ પણુ જાય છે. પછી વળી મુસલમાનની સ્ત્રી "વાયવાય" કહીને ફરી છાતી કૂટે છે ઇત્યાદી અનેક અર્થ છે. ૪ ધાવાથી શું સધાય=મંદવાડમાં ધાવાથી (ગભરાવાથી) શો અર્થ સધાય=શું કામ થાય છે ત્યાં એક કહે કે "તોય"=પાણી. અર્થાત્ ધાવાથી ઉપર પાણી ફરે છે. વળી એક કહે છે કે ધાયે કશું સધાતું નથી તોય=તોપણ બધાયે ધાય છે ઇત્યાદી. ૫ મહાદેવે અને હરિ ભગવાને કૃપા ન કરી અથવા કૃપા હતી તે શીવે હરી એમ પણુ અર્થ થાય છે. ૬ કાળના મનમાં ઝેર ભરેલું તેથી તેણે વેર લીધું ઇત્યાદી.

*ન્હાર ગયો દિલગાર ગયો પુર પ્યાર ગયો દિન વ્હાર ગયોરે !
યાર ગયો પદ્માવતિનો ઉરહાર શ્રીનો નિરધાર ગયોરે !
આજ ગમે નહિં કાજ કશું વ્યવહાર વિના સરકાર ગયોરે! ૨
ભારતમાં પણુ હાય ! થઈ મહારાજતણો યુવરાજ જવાથી !
સાજ હતો સુખ રૈયતનો શિરતાજ ભવિષ્યતણો દુઃખસાથી !
રાજ ગરીબનિવાજ હતો જરઝાઝ હતો ભિરૂમાં ભડભાથી !
ગાજ કરી ધન ગુમ થયો, કહું જેઠમ શું વળશે રડવાથી ?

## કવિત.

સ્વારી અને શબ જોઇ શોક કરે કામનિયો,
કહે કોઇ વનિતાને રોતી કોણુ વારશે ?
કહે કોઇ પૂર્વતણા તપ માંહિ ખામિ હશે,
દિલદાર વિના દીન શી રીતે ગુજારશે ?
પુત્ર શોકની સમાન બીજો કોઇ શોક નથી,
કહે કોઇ દિવસ તો દુઃખને નિવારશે;
પદ્માવતિનો પ્રતાપસિંહ પ્રજાપાલ થશે,
જેષ્ટભાઇ કહે રાજમુકુટ તે ધારશે. ૧

વિચારીને ધારી નીજ મતિઅનુસાર વાત,
શબને જુવે છે લોક આવિયું સ્મશાનમાં,
[1]જનની ચિમનાંબાઇ દહન થયાં જે ઠામ,
સમીપ ઉતાર્યું શબ ઉભા લોક માનમાં;
ચંદનનાં કાષ્ટતણી ચિતા ગોઠવાઇ હતી,
ગોઠવ્યું શરીરને [2]વીધી થઇ નિદાનમાં;

---

૭ વાઘ.

૧ યુવરાજનાં માતુશ્રી કૈલાસવાસી ચીમનાંબાઇને જે ઠેકાણે અગ્નિદાહ કર્યો હતો તે જગાની પાસે. ૨ શબની જે ક્રીયા અગ્નિસંસ્કાર વખતે કરવામાં આવે છે તે.

અઢીને શુમારે [3]કાયા કપુર બાળીને દહી,
મંત્રીએ રડાવી પ્રજા રોયો ક્રૂર સ્થાનમાં. ૯

---

## સ્મશાનનો સંતાપ.

### ૫૬.

રાગ–સીતાજીના મહિનાનો.

આવ્યો કાળ થઇને ક્રૂર સ્હાંયા યુવરાજને !
કીધા દુઃખી સયાજીરાવ લઇ સુખસાજને. ૧
પડિયો પદ્માવતિપ્રાણુનાથ યૌવનશરૂવાતમાં;
બિગડ્યો સુંદરીનો સંસાર જુઠી થઇ જાતમાં. ૨
વ્હોચી દેશ વિદેશે વાત, કાળોતરી તારથી;
વીરક્ષેત્ર થયું દીલગીર, કુંવરતણા પ્યારથી. ૩
દુઃખ ભાગી પ્રજાના જન, શ્રીમંતને જઇ મળ્યા;
કરી દુઃખે વિવેક વિચાર, સ્મશાને જવા વળ્યા. ૪
આવ્યા આપણે જોવા મૂખ, નિહાળી દુખી થયા;
શત્રુ જેવું દીસે છે સ્મશાન, એણે તજી છે હયા ! ૫
લેવા લાડકવાયાની ભેટ નિરખવા મૂખને;
આવ્યા સત્તાધિશ સરદાર, દબાવી દુઃખને ! ૬
ફત્તેસિંહ વિદેશે જાય, મળે જેમ માનવી;
મળ્યો દુઃખનો મેળો આજ, જુએ [1]મૃત રાજવી. ૭
આતો ભૂમી ભૂખાળવી ક્રૂર [2]સદાની સ્મશાનની;

---

૩ કપુર બાળીને ચીતા સળગાવી. (બીજા લોકમાં શરાંઠીઓ વગેરેથી અગ્નિ પ્રદીપ્ત કરે છે તેમ. વધારે આકરો અગ્નિ થવા બાવળનાં કાષ્ટ અને છાણાં પણ હતાં.)

૧ મૃત રાજવી=મૂરેલા રાજવીને ( શબને ) ૨ ગાયકવાડને અને તેમની સ્ત્રીઓને એકજ ભુમીમાં એટલે એકજ.

પડી રાજકુંવરને ભોગ, નમ્હેરી નિદાનની. ૮
નિત્ય પોઢતા જેહ પલંગ, સુંવાળી સેજમાં;
તેની કાયાએ કાષ્ટ મુકાય, દુખે નહીં દેહમાં? ૯
જેને સૂવા એકાંત અવાસ વિલાસ ને રોશની!
[3]મ્હેલ મેદાન ભોગ મશાણુ બાંધી છત્ત આભની. ૧૦
જેણે વેઠી ન ધૂપ લગાર સોહાગી કૂમળા;
લાગી તેમને અગ્નિની આંચ ભુમી સાથે ભળ્યા!! ૧૧
બેઠા સત્તાધીશો સરદાર ધની ધર્મ જાણુતા;
ચાયે સહુને સ્મશાનવિરાગ જેઠમ કહે વારતા, ૧૨

---

## * સ્મશાનવિરાગ.

### પદ.

( અગમ–ઉદાસી. )

" અવસર આવ્યો રે રે અતિશય અટપટો " એ રાહ.

આ કાયા કાચી તે કાચ સમાન છે,|
સો દિવસો સંભાળો ફૂટે સ્હેજમાં;
પાણીના પરપોટા પળ પણુ ના રહે,

---

નિર્મેલ ઠેકાણે અગ્નિદાહ થાય છે તેથી " સદાની " એમ કહ્યું અથવા એવી ભુમી સદાની ક્રૂર હોય છે તેથી પણ કહ્યું છે. ૩ મ્હેલને ઠેકાણે મશાણુભુમીનું મેદાન આજ મ્હેલ થયું છે તેમાં યુવરાજ છે અથવા તે ભોગ પડયું છે અને એ મ્હેલને આભની=આકાશની છત છે તથા સૂર્યના તાપની રોશની છે એ સર્વ ત્રાસ ઉપજાવે છે ઇત્યાદી અર્થ છે

*કઠણુ હ્રદયનાને પણુ સ્મશાનમાં મુડદાં બળતાં દેખીને કોઇ વખતેવૈરાગ ઉત્પન્ન થાય છે અથવા બીજા પણુ ડાહ્યા ભક્તિજ્ઞાનની વાત કરે છે તેવીજ રીતે અત્રે પણુ ચાલતી વાતને વધારે લંબાવી ઉપદેશાર્થે મુકી છે.

હિકમતથી પણ હીમ [4]ન હાથે રે'જજો. આ. ૧
અભ્રતણા પલટાથે રંગો પલકમાં,
કુરસણની શોભાને શીર પણ કાળજો;
મૃતિકાને દિપતાં મરતાં કહો વાર શી ?
કળિ વિકસી કરમાયે લ્યો સંભાળજો. આ. ૨
પત્ર ખરેછે તરૂવરનાં અવધી થકી,
એમ દેહ આ પડવાનો નિરધારજો;
ચાર દિવસનું ચાંદરણું દેખાય છે,
વંધ્યાપુત્ર સમુ છે સુખ સંસારજો. આ. ૩
આ ભવ વૈભવ [1]મૃગજળવત્ લેખાય છે,
અનુભવનો ને શાસ્ત્રતણો ઉચ્ચારજો;
જીર્ણું [2]ઉતારી વસ્ત્ર નવું જેમ પ્હેરીએ,
એમ પ્રાણ બદલે છે દેહ અપારજો. આ. ૪
તોય [3]તરંગો થઇ જળમાંજ સમાય છે,
બ્રહ્મઅંશ તે ભળતા પ્રભુમાં એમ જો;
મરતું તો નથી કોઇ, નથિ કોઇ મારતું,
પ્રાણ સુકાવી બાળિ શકે કો' કેમ જો ? આ. ૫

---

૪ બરફ.

૧ ઝાંઝવાનુંનીર. ૨ જીર્ણું થયેલું વસ્ત્ર ઉતારીને નવું પેહેરીએ છીએ ત્યારે જીર્ણું વસ્ત્રનો શોક કરતા નથી અથવા કોઈ કરતું નથી તેમ આ સંબંધમાં શ્રીમદ્ભગવદ્ ગીતા અધ્યાય ૨ નો શ્લોક ૨૨ માં છે કે—

वासांसि जीर्णानि यथा विहाय ।
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहायजीर्णा
न्यन्यानि संयाति नवानि देही. २२

૩ જળની લેહેરો જળમાંજ સમાય છે.

પૂર્વજન્મની કરણીનું ફળ આજ છે,
કિધા પછી ફળ લેવું ધરિ અવતારજો;
રેંટમાળ ઘટ એક ચઢે ને ઊતરે,
કાળચક્ર છે ફરતું નહિ કંઇ પારજો. આ. ૬
જન્મ થયો જગમાંહિ અમર તે ના રહે,
નામ ધરાવ્યું તેનો થાયે નાશજો;
કીર્તિ અપયશ અચલ રહે છે વિશ્વમાં,
રત છતનો તો નિશ્ચે નથિ વિશ્વાસજો. આ. ૭
સ્ત્રી પુત્રાદિક ઋણુસંબંધે સાંપડે,
માયાના આવરણથી સગપણ સ્નેહજો;
હુંપદ તૃષ્ણા કામ ક્રોધ મોહાદિ એ,
વળિ વળિને આવે છે ગંદી દેહજો. આ. ૮
સ્વપ્નાવત સુખભોગ પલકમાં પરવરે,
ન રહ્યું કોનું રાજકાજ ઘરબારજો;
માન્ધાતા અજ દિલિપ પૃથુ સરખા પડયા!
રામ દશાનન કૌરવ પાંડવ સારજો. આ. ૯
વાલ્મિક વ્યાસ વશિષ્ટ ગુરૂ શુકજી ગયા,
સુર સનકાદિક બ્રહ્મા ભળિયા ભોમજો;
એક દિવસતો અધરો સહુને આવશે,
નહિં ચાલે ધન્વંતરિનું પણ જોમજો; આ. ૧૦
પંથ અગમ છે હરિ મળવાનો પ્રાણિયા,
સ્હેલ કમાવું કરવા ભોગવિલાસજો;
નાહક લેઇ પ્રજાના હક ધન જે હરે,
રાજ્ય [૪]અનીતિ થાય નર્કમાં વાસજો. આ. ૧૧

---

૪ રાજ્યની અનીતિ એ નર્કવાસ થાય છે એમ શાસ્ત્ર કહે છે તેમજ લોકમાં પણ કહેવાય છે, આ માટેજ, જનકવિદેહી જેવા રાજા પ્રજાને કદી પણ દુભવતા નહી.

પુણ્યતણો વાસો છે નિત્ય દયા વિષે,
અંતર કોનું બાળે નહીં જે જનજો;
મિથ્યા માની ધન તન સત્તા રૂપને,
વર્તે તેને ન મળે દુઃખના દીનજો. આ. ૧૨
મરણુ ચિતાની ચિંતા સહુએ રાખવી,
રાખીને ના લેવો જન અપવાદજો.
સ્મશાનસ્થીતિ ઘર આવી સંભારવી,
કામકાજમાં કરવો એ દિન યાદજો. આ. ૧૩
સ્મશાનમાં તો જ્ઞાન સર્વને થાય છે,
એ તો જાણુતી સ્ત્રીના દુઃખસમાનજો;
જેઠાભાઈ કહે મન જીત્યાવિણુ ના મળે,
ભવમાં સુખ ને પૂછે શ્રી ભગવાનજો. આ. ૧૪

---

## કાળને ધિક્કાર.

### ગઝલ.

"હું મસ્તાન પ્રેમની મ્હને કોઇ ના છેડો રે"—એ રાહ.

ધિક્કાર છે! કરાળ ક્રૂર કાળ તૂજને!!
ધિક્કાર! તૂજ કૃત્યને ધિક્કાર [1]સૂઝને!!

### સાખી.

શરમ ધર્મ તુજમાં નહીં, નહીં દયા ને જ્ઞાન;
[2]ભીમ થકી ભૂખાળવો, નહિં ત્હારે એસાન!
ગયો ગળી તું રામ કૃષ્ણ જેવા પુજ્યને! ધિ૦ ૧

### સાખી.

સપ્તરૂષી ક્યાં શોધીએ? ક્યાં વાલ્મિક ને વ્યાસ?

---

૧ સમજણુને અથવા ગમને. ૨ ભીમસેન ઘણો ભૂખાળવો હતો તોપણ તે માણસ-પ્રાણીનો આહાર કરતો નહોતો તે કરતાં પણ હે કાળ! તું વધ્યો એ ભાવાર્થ.

માન્ધાતાને મસળિયા, ગુણીનો કીધો [3]ગ્રાસ !
પૃથુ દિલીપને દળ્યા ન કીધી [4]બૂજને ! ધિ૦ ૨

સાખી.

ભગીરથનું ભક્ષણ કર્યું, હરિશ્ચંદ્રનો અ્હાર;
વૈદેહી નળ પાંડવો, કૌરવ કીધા પાર.
ખાઈ ગયો તું ક્ષત્રીને સખી શ્રીમંતને. ધિ૦ ૩

સાખી.

જગજનને જીવાડિયા, એવા કવિ પંડીત;
તેના પ્રાણ હરી ગયો, લાગ્યું નહીં વિપરીત !
હિતેચ્છુ દેશના હણ્યા જે પ્રિય હીંદને ! ધિ૦ ૪

સાખી.

વ્યાધી હણતા વૈદ જે, થયા વિલાયત પાસ;
વ્યર્થ કીધો શ્રમ તેમનો, દેખાડ્યો ન [5]અવાસ.
કોડામણાને તેં કુટ્યા સુવાડી આશને. ધિ૦ ૫

સાખી.

[1]લ્હાય ઉઠાડી લગ્નમાં, વરનાં બોળ્યાં [2]વ્હાણ;
કુમળાં હ્રુદય ધુજાવિયાં, તુજને શું છે લ્હાણ ?
ઉચ્છેદ કિધા વંશના સુવાડી સુતને. ધિ૦ ૬

સાખી.

વિધવા વનિતા વલવલે, પ્રિયા પછાડે પ્રાણ;
બાળા થઇ છે બાપડી, તું ન સુણે ભુમરાણ.

---

૩ કોળીયો. ૪ કદર. ૫ કેટલાક વિલાયત શીખવા કે બીજે કામે ગયેલા તેને ઘર પણ ન દેખાડ્યું.

૧ અગ્નિ સળગાવ્યો અથવા વરને હણી લગ્નમાં વિઘ્ન નાંખ્યું. ૨ જેમાં વર બેઠેલા એવાં વ્હાણ જાન સહીત ડૂબાવ્યાં (ઘણા વખત ઉપર મુંબાઇની "વીજળી" નામની બોટ ડૂબી હતી).

નાહાન એ નક્ટ પાડ્યાં કોઇને વને. ધિ૦ ૭
સર્વ કર્યું તે તો કર્યું કાળું કીધું મૂખ;
ખાધાથી ધ્રાયો નહીં ? શી ત્હારે હતિ ભૂખ ?
હણ્યા ત્હેં શીદ જેષ્ટભાઇ યુવરાજને ! ધિ૦ ૮

---

## દૈવને ઠપકો.

### પદ.

"હજારૂં મેરે કાનકે મોતી"—એ રાહ.

નિર્દય શાને દૈવ તું થાયે ? ટેક.
બાળક કુમળાં રમતાં જમતાં તું કયમ લેઇ જાયે ? નિ૦ ૧
યુવક જીવ જે આશ ભરેલા તેને કયમ ખાયે ? નિ૦ ૨
માત પિતાનાં હ્રદય ધીકાવે, ના કયમ શરમાયે ? નિ૦ ૩
બાળકીઓનાં અંતર બાળે, અબળા અટવાયે ! નિ૦ ૪
તારૂણીઓને કયમ ટટળાવે કકળાવે કાયે ! નિ૦ ૫
દીનદયાળું તુંને કહે છે, [૩]હુંથી ન કહેવાયે. નિ૦ ૬
કર્મ કસાઇથી ભુંડાં કરે છે તો કોણુ ગુણુ ગાયે ? નિ૦ ૭
મારે તેને પાલક કહે કોણુ ? શાનો જગરાયે ? નિ૦ ૮
જેષ્ટભાઇ કહે કુડાં કરીશ તો નહીં નમું પાયે. નિ૦ ૯

---

## *શબને સલામી.

### ઇંદ્રવિજય.

કોપ થયા તણિ તોપ પડી વય છવ્વિસ વર્ષ તણી અહિં ધારી;

૩ મ્હારાથી (બીજા ભલે દીનદયાળ કહે પણ હું તો નહીં કહું ).

* યુવરાજના શબની દાહક્રીયા થયા પછી તેમની ઉં-

છવ્વિસમાં સુત છેલ ગયો પિતુ બેલ ગયાથિ થયું દુઃખ ભારી,
હાય કરી કંઇ ઘેર વળ્યા કંઈ લક્ષ્મિવિલાસ ગયા અધિકારી;
સ્નેહિ સબંધી પ્રજાજન છેવટ રોઇ છુટા પડિયા બળ હારી !!

---

## ડાઘુ વેરાયા પછી દિલાસો.

### કવિત.

વેરાયુ છે સહુ કોઇ રાજમ્હેલ રહ્યા રોઇ !
એકાંતમાં [1]મહારાજે ઘણો ખેદ કીધો છે;
શરીર વ્યથીત કર્યું પુત્રમર્ણશોક થકી;
સ્નેહી ને સંબંધીએ દિલાસો બહુ દિધો છે,
[2]પદ્માબાઇ રોતિ જાણી સાંભળી રૂદનસાદ,
મહારાજે પાસે લેઇ શોક મન લીધોછે;
દિવાને દિલાસો આપ્યો સાંજે આવી દંપતિને,
ભૂપને ન [3]ભાવ્યું અન્ન નામ ચાહ પીધો છે ! ૧

---

મરની શરૂવાત છવ્વિસ વર્ષની થયાથી છવીસ તોપનું માન આપવામાં આવ્યું હતું. ૧ જે વખતે શબને સ્મશાન લેઇ ગયા તે વખતે શ્રીમંતમહારાજા સાહેબ રાજમેહેલ માંજ રહ્યા હતા, તેમણે એકાંતમાં પોતાના શરીરને વ્યથા થાય એ રીતે ઘણોજ કલેશ કર્યો હતો. ૨ મહારાજના ખેદથી અને પ્રથમથીજ હૃદય રડી રહેલું હોવાથી પદ્માવતિને વધારે રડવું આવ્યું ત્યારે મહારાજે તેમને પાસે લેઇ ઘણોજ દીલાસો આપ્યો. ૩ મરણની રાત્રે મહારાજે ખોરાક પણ લીધો નહી પણ એમ જણાયું છે કે તેમણે માત્ર-એક પ્યાલો ચાહ-કોફીનો લીધો હતો.

# પ્રેમની પીડાવિષે.

## ૫૬.

"બળહીન થયાં આજે" એ રાહ.

પીડા પ્રેમતણી ભારે, લીધો અનુભવ નરનારે. પીડા ટેક.
કોઈ વ્યાધી તનમાં થાય, થાય ઉપાય;
વૈદ્ય કર સ્હાય, શરિર સુધા..........રે. પીડા૦ ૧
કોઇ હોય [1]ઉપાધિ ભાર, હોય તકરાર;
કરે કોઇ વ્હાર, મનુષ્ય ઉપકા...રે. પીડા૦ ૨
કદી નિર્ધન સ્થીતિ હોય દયાળુ કોય;
સામુ [2]તે જોય, મદદ દે ત્યા...રે પીડા૦ ૩
કોઇ અન્ન વિના પીડાય, જીવ ગભરાય;
ભટકીને ખાય, તોય તન ઠા...રે પીડા૦ ૪
હોયે પામર સાથે બાલ, [3]દમે શિતકાલ;
ખમે [4]ઉન્હીઝાળ, ચઢે કોઇ વ્હા...રે. પીડા૦ ૫
બહુ એમ વિપત્તિ જાત, બોલતાં વાત;
થાય દિલ [5]ઘાત, દુઃખ કોઇ મા...રે. પીડા૦ ૬
બિજાં દુખ મ્હોટાં સહેવાય, દુઃખ કે'વાય;

---

૧ ઉપાધિનો ભાર=વ્યવસાયનો ભાર એટલે ઘણુંજ કામ ગું-ચવાડાનું હોય કે તે થાય તેવું ન હોય. ૨ દયાથી જુવે અને જોઇને આપણું કામ કરે. ૩ શિયાળો દુઃખ આપતો હોય=ટાઢ વાતી હોય. ૪ ઉન્હાળાની ઝાળ (દાઝણું થયું હોય ને પગમાં જોડા ન હોય અથવા વિશ્રામની જગો ન હોય ઇત્યાદિ દુઃખ) ૫ કોઇ શસ્ત્ર અસ્ત્રનો ઘા કરીને દુઃખ કરે અથવા કોઇ બીજો માર મારે ( તે દુઃખ પણ કદી મટી જાય છે)

અવધિએ જાય, પિડા પરવા...રે. પીડા૦ ૭
છે પ્રેમવિરહ પરિતાપ, ન જેનું [6]માપ;
જપે પ્રિય જાપ, ખમે દુઃખ પ્યા...રે. પીડા૦ ૮

કિધો રામ સીતા વનવાસ, ગયો ઉલ્લાસ;
માત પિતુ [7]ખાસ, ટળવળ્યાં ત્યા...રે. પીડા૦ ૯

થયો બંધવનો વિયોગ, તજીને ભોગ;
લિધો છે યોગ, ભરત દિલદા...રે પીડા૦ ૧૦
જુઓ પ્રેમી અયોધ્યાજન, દુખી થયું મન;
સુમંતે તન, તપાવ્યું જ્યા...રે. પીડા૦ ૧૧

થયા જાનકી અળગા રામ, જપ્યું સતિનામ;
સિતાએ આમ, નામ ઉચ્ચ્યા...રે. પીડા૦ ૧૨
જુઓ નળ દમયંતી પ્યાર, તજી ભરથાર;
સમય દુઃખકાર, વટાવ્યો પ્યા...રે. પીડા૦ ૧૩
સતિતારા ને હરિશ્ચંદ્ર દિઠા દિન મંદ;[1]
હર્યો આનંદ, વિરહ[2]દુઃખકા...રે. પીડા૦ ૧૪

ગયા ગોકુળથી હરિરામ, ગયો સુખઠામ;
ગોપ વ્રજભામ, રટ્યા બહુ વા...રે. પીડા૦ ૧૫
લીધું નંદ યશોદા દુઃખ, રહી પ્રિતિભૂખ;
ફરી એ સૂખ, દિઠું નહીં ક્યા...રે. પીડા૦ ૧૬
ગયા પાંડવ સહુ વનવાસ માતની આશ;

---

૬ તોલ વજન અથવા અડસટ્ટો. (પ્રેમદુઃખ કેવું છે ને કેટલું હોય છે અથવા કેટલું થાય છે તે કહી કે કળી શકાતું નથી ઇત્યાદી ભાવાર્થ છે) ૭ મુકરર (રામજી વનવાસ ગયાથી સર્વ કોઇ દીલગીર થયું પણ મા બાપતો નક્કી દીલદીર અને દુઃખી થયાં ઇત્યાદી)

૧ હલકા અથવા ઉતરતા. ૨ દુઃખ દેનારા વિરહે.

થઇ છે નાશ, રાજ્યને [3]દ્વા...રે. પીડા૦ ૧૬
મ્હોટા મહીપતિ બળવાન પ્રિયે પ્રીતિપાન;
ભુલે સુધ સાન, વિરહથી [4]હા...રે. પીડા૦ ૧૭

ક્યાં પ્રેમની આગળ જ્ઞાન, મુકે મુની માન;
ધ્યાનીનું[5] ધ્યાન, રહે ન લગા...રે. પીડા૦ ૧૮

જુઓ [6]વ્યાસ સરીખા મુન્ય, નહીં મતિ ન્યુન;
લાગી સુતધુન્ય, શુકઉચ્ચા...રે. પીડા૦ ૧૯

શુક આગળ પૂંઠે વ્યાસ, ભરાયો શ્વાસ;
કરો હવે કયાસ, દુઃખ શું વધા...રે ? પીડા૦ ૨૦

ત્હટાં જળવિનાનાં મીન દેખીએ દીન;
પ્રેમ આધીન, કર્યાં ફિરતા...રે. પીડા૦ ૨૧

શશી [7]દીન થયે સુઇજાય, કુમુદ મીંચાય;
રમુઝ સુખ જાય, પ્રેમસર મા...રે. પીડા૦ ૨૨

---

૩ રાજદ્વારે (રાજદ્વાર સુનું જોઇને.) ૪ તાએ થાય (વિરહ એવો છે કે સર્વ કોઇ તેનાથી હારે છે) ૫ પ્રેમ એવો છે કે મ્હોટા ધ્યાની પણ ધ્યાન ચૂકે છે. (વિશ્વામિત્ર જેવા મહાન તપસ્વી પણ અપ્સરાના પ્રેમને વશ થયા હતા ઇત્યાદી.) ૬ વેદવ્યાસ વ્યાસનારાયણ પણ પોતાના પુત્ર શુકદેવજીની પાછળ "આ પુત્ર આ પુત્ર" ! કહીને છોડ્યા હતા. ૭ દિવસ ઉગવાથી શશી=ચંદ્રમા દેખાતો નથી તે "સુઇ જાય" એમ કહ્યું છે. વળી એમ પણ ભાવ છે કે "શશી દીન થયે સુઇ જાય"=ચંદ્ર દીન=ગરીબ થવાથી અથવા સૂર્ય નીકળશે જાણી દીનદશામાં આવવાથી સુઇ જાય=મંદ થઇ જાય અથવા નિસ્તેજ થાય કે સંતાઇ જાય ત્યારે કુમુદ=પોયણી પણ મીંચાય. (સ્વામિદુઃખે તે પણ દુઃખી અથવા સ્વામી ન દેખવાથી તે પણ દુઃખી રહે છે ઈત્યાદી ભાવ છે. ).

દુઃખી [૮]ચાતકને દાદૂર, ઘટે છે નૂર,
થાય દુઃખ દૂર, મળે જળ જયા...રે. પીડા૦ ૨૩
કરે મોર દુઃખે ટેંહુકાર, મેઘ દરકાર,
પામતાં બ્હાર, દુઃખ વીસા...રે. પીડા૦ ૨૪
જાણે પ્રેમી પ્રેમની વાત્ત, [૯]સ્નેહી પિતુ માત;
સતીની જાત, વિરહદુઃખ ધા...રે. પીડા૦ ૨૫
કહે જેષ્ટભાઇ ભુપાલ, થયા દુઃખી હાલઃ
તજીને બાલ, પુર્ણ એ પ્યા...રે. પીડા૦ ૨૬
પીધો પદ્મા પ્રેમ અપાર, ગઇ તે બ્હાર;
વિયોગી નાર કરી દીલદા...રે. પીડા૦ ૨૭

## હિતેચ્છુનો ઉદ્ગાર.

### પદ.

(કાફી.)

રંગીલા [૧]રાજહંસા રે, માયા એ મોહ ત્હારો થયો!
અવની અવતાર પામી રે, આકાશ કેમ ઊડી ગયો? રં૦ ટેક.
પૂર્વજન્મમાં પુણ્ય કરીને આરાધ્યા [૨]ત્રિપુરાર;
ભોગવવા ફળ ભારતભોમે, સોંપ્યો સરજનહાર,
રાજને કુટુંબે રે નિવાસ બહુ નેહે કર્યો. રં૦ ૧
માત વિનાનો તું મહામૂલો, પામ્યો પિતુનો પ્રેમ!

---

૮ બપૈયો અને દાદૂર=દેડકાં એ વરસાદ વિના દુખી છે (આ વાત સર્વ કોઇ જાણે છે) ૯ મિત્ર, મા અને બાપ કીંવા સ્ત્રી એટલાં વિરહની વેદના વિશેષ જાણે છે. ૧ યુવરાજને રાજહંસની ઉપમા આપી છે. (જીવને પણ હંસ કહે છે. ૨ વૈભવસુખ મહાદેવજી આપે છે માટે તેમને આરાધ્યાનું કહ્યું છે.

લાડ લડાવી કોડે ઉછેર્યો, રમતે રમાડ્યો તેમ;
જેમ મૂખે આગ્યું રે, મેળવ્યું તેમ હાંસે ફર્યો. ૨૦ ૨

મળ્યો ત્હને [3]મુક્તાફળ કેરો, હંસા ઉરનો આહાર,
સુંદિર [4]સરોવર વસવા મળિયું, પાઠ ભણ્યો ઘરબાર;
હંસલી મેળાવી રે, રમત કરી રંગે રહ્યા ! ! ૨૦ ૩

ચરતાં નિત્યે સ્હેન ચમનથી, ફરતાં સરોવર પાળ,
બાળક પામ્યાં [1]બેઉ વિહારી, ભગવતે લીધી [2]ભાળ;
સંતતી શોભાવીરે, પ્રજાનો પ્રેમ પુરો લહ્યો. ૨૦ ૪

હરતો ફરતો ચારો ચરતો, કરતો પ્રેમવિલાસ,
ભવિષ્યનો તું ભોગવદારી, તજીને લાંબી આશ;
ભુવન ભંજાડીરે, અવનીથી શું અળગો રહ્યા ? ૨૦ ૫

સરોવર ત્હારૂં તુજ વિણ સુંનું, સુંનું વસવા સ્થાન,
બાળક સુનાં સૂની સતિ છે, તેનું ન રાખ્યું ભાન;
સંબંધી છે સુનાંરે, પાલક [3]જનનીનો ગયો !! ૨૦ ૬

મિત્ર મૂકયા મન મેળવી વીરા, મૂકી રત છત સાર;
વસ્તુ વિહારની મૂકી વ્હાલી, દેહ તણી દરકાર:

---

૩. મોતીનો હાર પહેરવા મળ્યો અને આહાર= ભક્ષ પણ તેવોજ ઉજ્વળ સુંદીર મળ્યો ૪ વડોદરા જેવું શહેર વસવા મળ્યું અથવા રાજમ્હેલ જેવું સ્થાન મળ્યું.

૧ બે જણ વિહાર કરનારાં એવાં સ્ત્રીપુરૂષ. ૨ પ્રભુએ સંતાન પણ સંભાળ રાખી ઉછેર્યાં—(માતપિતા ગમે તેટલી બરદાશ કરી અભિમાન રાખતાં હોય કે મેં છોકરાં ઉછેર્યાં પણ ઉછેરનાર શ્રીહરિજ છે કે તે બાળકને પળે પળે સંભાળેછે. દૃષ્ટાંત આપતાં લંબાણ થાય અને સ્થળનો પણ સંકોચ છે તેથી માત્ર આટલોજ ઇસારો જણાવી પ્રભુનો પાડ માન્યોછે.)
૩ કૈલાસવાસી રાણીશ્રી ચીમણાંબાઇ.

તજી અણુધાર્યોરે, અચેત થઇને ઉપડયો. ૨૦ ૭
પિંજર ત્હારૂં સુનું નિહાળી, રોયાં પાલક નાર,
ચાકર નોકર મિત્ર સંબંધી, રાજ પ્રજા પી પ્યાર;
રોયું લાજ મૂકીરે, સાંભળી જીવ સરવે દહ્યો. ૨૦ ૮
હીંદમાં હાહાકાર થયો છે, ઉડી કીધો તેં ત્રાસ,
અધવચ ઉડવા **જેઠમ** કીધો, વટપત્તન શિદ વાસ?
હાંસને હણીનેરે, [૪]અગમ પંથ લીધો કયો? ૨૦ ૯



# દહનક્રીયા પછી રાજા પ્રજાએ પાળેલો શોક.

## શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

શ્રીમ્હારાજ સયાજીરાવ નૃપતિ ભારે ધરે શોકને,
એકાંતે વસિ કાળક્ષેપ કરતા તે ના મળે લોકને;
દીલાસો બહુ દે દિવાન [૧]સુહૃદો આવ્યા [૨]સમર્થે કને;
[૩]રાણી, [૪]કેશવરાય [૫]રાજતનયા જાતા [૬]શિવાજી તને. ૧
રે'તુ [૭]હાજર એક વાત કરવા સંતાપ ઓછો થવા;
સત્તાધીશ મળી વિચાર કરિયો મ્હારાજને બોધવા;
કીધો બોધ લગાર કાંઇ નૃપને [૮]સારંગપાણી જઇ;
આવ્યું ઊર ભરાઇ પુત્રમરણે આવી સ્થીતિ છે થઇ. ૨
પાડી છે હડતાલ દીન ત્રણની સંતાપથી મ્હાજને;

---

૪ અગમ=ગમ ન પડે તેવો. ( કોઇ જાણી ન શકે તેવો કીયો પંથ લીધો ? કયાં ગયો.)

૧ મિત્રો. ૨ દી. બા. વાસુદેવ માધવ સમર્થ. (મહાલાનિહાય સરસુબા). ૩ રાણી સાહેબ ચીમનાંબાઇ. ૪ રા.બા. કેશવરાવ પંડીત. ૫ શ્રી ઇંદિરારાજા. ૬ રાજપુત્રશ્રી શીવાજીરાવ. ૭ એક માણુસ વારાફરતી મ્હારાજા સાહેબ પાસે અખંડ રહેતું કે તે એકાંતમાં શોક કરે નહીં. ૮ રા. બા. સા-

પાડી છે હડતાલ મ્હાલ સઘળે છે શોક તો સર્વને;
રાખી બંધ [9]કચેરિ પાંચ દીવસો થોભાવિ છે દ્રામને;
ગાડીવાન બિજા ગરીબ તદપિ ના ચિત્ત રાખ્યું ધને. !! ૩
ગામે ગામ થઇ સભા સુજનની દેવા દિલાસો અતિ;
આવ્યા તાર અપાર તાર મળતાં સર્વે કરી વિનતી,
પ્હેર્યાં વસ્ત્ર પ્રજાજને કંઇ સ્થળે શોકે કરી શામતા;
કાળાં શોક નિશાન સ્થાન ફરકયાં ના કોઇ કામે જતા. ૪
ગાથા શાસ્ત્ર પુરાણ માણ ભટની વાજીત્ર ને રોશની;
કીધું બંધ પ્રજાજને હળિ મળી પત્રી તજી જોપની!
છોડયાં [10]પાયરખાં લઇ દુઃખ અતી નીશાનિ એ પ્રેમની;
ધંધામાં નહિં ચિત્ત શોક સઘળે કાં રંક ને કાં ધની. ૫
કોઇ માસ છમાસ શોક પળવા લેખી ઠરાવો કર્યા;
નીશાળો રહિ બંધ કાંઇ દીનતો ગાડી હયે ના ઠર્યા,
શોકે સજ્જન કેટલાક સ્થળમાં ખાધું ગળ્યું ધાન ના;
જ્ઞાતિભોજન તેમ બંધ થયું છે લોભે ગયું ધ્યાન ના. ૬
મંદીરો કઇમાં ધ્વજા દુઃખતણી, પોશાક કાળો ધર્યો;
ગોસ્વામિ ગુરૂ સાધુ સંત કંઇએ શ્રીને દિલાસો કર્યો,
ડંકા હાથિ નિશાન પૂર ન ફર્યું ના તોપ ફોડી નવે;
કામો નાવ સવાઇયે કંઇ કર્યાં, કીધાં નહીં ખેડુતે. ૭
મિત્રો માંહિ સમાજમાં સ્તુતિ કરી શાંતિ થવા પુત્રને;
અર્પ્યું પુન્ય કથા અને ભજનનું છોટા મહારાજને;
ઢોરોને [11]ખડ ધાન નાખ્યું કંઇએ શાંતિ કરી શ્રાનને;

---

રંગપાણીએ જ્ઞાનોપદેશ કરવા બે શબ્દ બોલતાંજ શ્રીમંતનું હૃદય ભરાઇ આવ્યું હતું. ૯ શેહેરની તમામ કચેરીઓ પાંચ દીવસ બંધ રાખી. ૧૦ જોડા.

૧૧ ઘાસ અને અનાજ અમરેલીના લોકોએ ઢોરને ખ-વડાવ્યું અને યુવરાજશ્રીને શાંતિ થવા પ્રભુપ્રાર્થના કરી કેટ-

આપ્યું અન્ન ગરીબને કણ ધર્યાં પક્ષી અને જીવને. ૮
હાથે પટ્ટી નિશાળિયા ધરિ રહ્યા કાળી મહાકેરની;
ઇંગ્રેજે કર્યું એમ સ્નેહ જણુવ્યો દુ:ખી સ્થીતિ શે'રની,
કો ગામે પટકા સફેદ ધરિયા ધોળી મુકી પાઘડી,
ભેગું મંડળ થાય વસ્ત્ર બદલી હૈયું રહ્યું છે રડી ! ૯
જૈનોએ કરિ સૂચના વટપુરે રૂડા ગૃહસ્થો ગણી;
શોભાવ્યો વધ તેરમે પશુ તણો કીધી દયા છે ઘણી,
માની વાત નવાબ શેઠ નગરી સત્તાધિશો સ્હાયમાં,
મ્હાલોમાં વધ એમ બંધ કરિયો શાંતિ થવા કાયમાં. ૧૦
મ્હોટાંને લઘુ રાજ્ય હીંદ મહિં છે જે રાજવી તેહના,
પાડીછે હડતાલ શોક સઘળે [૧૨]તારો મળ્યા સ્નેહના;
કીધી બંધ કચેરિયો બહુ સ્થળે નીશાળ ના ઉઘડી;
દીલાસા મળતાજ જાય સહુથી એતો નવાઇ વડી. ૧૧
તારો ને દિલસોજી પત્ર તણિતો સીમા વળી સામટી,
વાંચી કોણ શકે સમો કઠણતા હૈયું રહ્યું ઊલટી !
થાયે જાહેર નામ છત્રપતિને કર્ત્તા લખે શું અહીં ?
સત્તાધીશ ગૃહસ્થ ગામ લખતાં નીકાલ આવે નહીં. ૧૨

---

ઠેકાણે શોકના કાળા વાવટા ચઢાવ્યા હતા. આ રીતે ઘણા ગામોની પ્રજાએ કર્યું છે? ટુંકમાં આ વિગતતો આપી છે તોપણ આ પ્રમાણે ગામો શોકમાં ભાગ લેતાં જણાયાં છે:

વડનગર, વસો, પાદરા, પેટલાદ, પાટણ, મ્હેસાણા, વાંસદા, મહુવા, ડભોઇ, સોનગઢ, ધીણોજ, મીયાંગામ, દેગામ, કડી, પલસાણા, પાટણ, સિદ્ધપુર, વ્યારા, ભાદરણ, અમરેલી, નવસારી, સંખેડા, દ્વારકાં; બહુચરાજી, વાલમ, મુંબાઇ, સુરત.

૧૨ દીલગીરી અને દિલાસાના તાર અને પત્રો હજાર ઉપરાંત આવ્યા છે જેની વિગત અત્રે આપવા સ્થળ પણ નથી તેમ અત્રે આવશ્યકતા પણ નથી.

આપ્યા [13]સાક્ષર લેખ કાવ્ય લખિને ઇંગ્રેજી ને ગુર્જરી;
ભાષા સંસ્કૃતમાં સુબોધ કરિયો છે શોક તે ઉચ્ચરી;
દર્શાવ્યું સઘળું "સયાજીવિજયે" સીમા વળી શોકની;
જેષ્ટાભાઈ વડોદરે દિલગીરી સુણી દીઠી લોકની. ૧૩

# આત્માના શ્રેયનો ઉપાય.

## માલિની વૃત્ત.

પુરપતિ દુઃખ પામ્યા પુત્રમર્ણે સયાજી,
સતિ અતિ દુઃખ પામી સર્વને પીડ ઝાઝી;
નયન [1]નિર જતાં એ સર્વ ક્રીયા થવાની,
જીવતણુ શિવ થાવા પૂર્ણ ઇચ્છા પિતાની. ૧
નિજજન નૃપતીના [2]આજ હીંડ્યા સ્મશાને,
મૃતશરિરનિ [3]રક્ષા [4]અસ્તિને લાવવાને;
વિધિયકિ લઇ બન્ને, મંત્રિએ [5]દાઢિ વાળી,

---

૧૩ વિદ્વાનો તરફથી "શ્રી સયાજીવિજય" પત્રમાં શોકોદ્દગાર ગદ્ય પદ્યમાં થયા હતા અને ઇંગ્રેજીમાં પણ શોક પદર્શિત કીધો હતો (આમાં સાક્ષર શ્રી હીરાલાલ વૃજભૂખણદાસ શ્રોફનો ઉદ્દગાર શોકજનક પણ વાંચવાયોગ્ય હતો તેમ બીજા પણ તેવાજ લેખ હતા અને ઠેક ઠેકાણેથી લખાયલી કવિતા પણ શોકજનક હતી.

૧ આંખે અશ્રુ જતાં પણ મર્ણક્રીયા તો કરવીજ પડે છે તે પ્રમાણે યુવરાજશ્રીની પણ ઉત્તરક્રીયા થવાની હતી. ૨. તા. ૧૬ મી સપ્ટેમ્બરને બુધવારને દિવસે કુટુંબીજનો અને રાજમંત્રી એટલે સર્વ ક્રીયા કરનાર એ સરવે સ્મશાનભુમીમાં ગયા હતા. ૩ રાખ–રાખોડી. ૪ હાડકાં. ૫ સ્મશાનમાં ત્રીજે દિવસે જઇને સંબંધીઓ બાળેલી જગો જળ

નિજ ધર સહુ પ્હોચ્યા, વસ્તુ રાખી નિરાળી. ૨
મૃતકુંવરનિ રક્ષા [૬]અર્પિ ચાણોદ રેવા,
સુતતન સુખ થાવા મુક્તિનો માર્ગ લેવા;
કુંવરશરિરઅસ્તી કાસીએ મોકલ્યાં છે,
અતિશય ધરિ શ્રદ્ધા ત્યાં મનુષ્યો [૭]વળ્યાં છે. ૩
કળિયુગ પણ મહિમા પુર્ણ ભાગીરથીનો,
હજી અચલ રહ્યો છે રૂદ્રદેહા નદીનો;
પતિત પુરૂષ નારી ન્હાય તો પાપ ન્હાસે,
મૃતશરિર ગતીએ અર્પિયું શીવઆશે. ૪

---

## મુંબાઇમાં શોક.

### કવિત.

ફત્તેસિંહરાવ યુવરાજ પડવા યૌવનમાં,
મુંબાઇમાં જાણી લોક શોક અતિ કરે છે;
સુતર કલાઇ ખાંડ બજાર ભંગારતણું,
જૈન સ્કુલ બંધ રાખી પ્રજા દુઃખ ધરે છે;
વ્યાપારી મંડળ ગુજરાતી જેહ મુંબાઇનું,
બજાર રાખીને બંધ દીલગીર ફરે છે;
દિલાસાનો તાર કર્યો મહાજને મ્હારાજને,
જેઠમ સહુએ ખોટું થયું એ ઉચ્ચરે છે. ૧

---

વગેરેથી પવિત્ર કરે છે અને કેટલીક ન્યાતમાં (ઘણે ભાગે વડનગરા નાગર બ્રાહ્મણમાં) તે ને તેજ દિવસે ટાઢી વાળે છે તે પ્રમાણે આ ક્રીયા કરી હતી. ૬ રાખ શ્રી નર્મદાજીમાં પધરાવવા ચાંણોદ મોકલી અને ૭ અસ્તિ—શ્રી કાસીપુરીમાં ગંગાજીમાં પધરાવવા મોકલ્યાં.

# દિલાસાનો દરબાર.

## કવિત.

અઢારમી તારીખ ને શુક્રવારને દિવસે,
સાંજે દરબાર થયો દિલાસાને આપવા;
મુખ્ય કામદાર દરબારિયો પ્રકટ થયા;
શિવાજીરાવની સાથે ગયા શોક કાપવા;
સયાજીરાવની મુખકાંતિ જોઈ ખિન્ન થયા
કોણ હામ ધારી શકે નૃપમન માપવા ?
વાતચીત કીધી પોતે સમય પ્રમાણે સુણી.
એકમેક મુખ જોઇ વિદાય લેતા હવા. ૧

---

# શહેરમાં શોકની સભા.

## કવિત.

શ્રીમાળી વણીક જ્ઞાતિ, જૈન સંઘ માનવિયો,
મરાઠાસમાજ અને રાજભક્ત પારસી;
મુસલમાનોએ મળી સભા ભરી ન્યારી ન્યારી,
[1]મહાજને ભરી ન્યાયમંદીર માંહી વસી;
[2]બુરાનપુરના લોકે વળી ડાંડિયા બજારે,

---

૧ વણીક મહાજનના શેઠ મગનભાઇ ( હરીભક્તિવાળા ) ના પ્રમુખપણા નીચે ન્યાયમંદીરમાં તા. ૨૦ રવિવારને દિવસે એક સભા મળી હતી જેમાં લગભગ બે હજાર માણસ હતાં તે સભામાં–શ્રીમંત મહારાજા સાહેબને દીલાસાપત્ર મોકલવાનો ઠરાવ થયો હતો. ૨ બુરાનપુરામાં તે ભાગના પ્રજાજનોએ સભા ભરી હતી અને તેમણે તથા ડાંડીયા બજારના લોકોએ શ્રીમંત મહારાજ સાહેબને યુવરાજના મ-

સમાજ મેળવી દીલગીરી સહુને ઠસી;
અમલદાર ને શેઠ શ્રીમંતોએ લીધો ભાગ,
જેષ્ટભાઇ ભેગું થયું મંડળ દુઃખે ધસી. ૧
ઠેકાણે ઠેકાણે થયા ઠરાવો પસાર એમ,
સયાજીરાવને લખી દિલાસો પઠાવવો;
આપણ સહુએ છીએ યુવરાજના વિયોગી,
રાજ્ય પાળે તેમ આ છે શોક ને બતાવવો;
આમ કહી ગાઇ કોયે [3]કવિતાઓ કરૂણાની,
મરસિયા માઢથી વધારે શોક ત્યાં હવો;
અઢારે વરણ ઉભરાઇ યુવરાજ જતાં,
અનુભવ્યો જેષ્ટભાઈ ધર્મને બજાવવો. ૨

---

## તાર અને પત્રોથી દિલાસો.

### કવિત.

ફતેસિંહરાવ યુવરાજ મહારાજતણા,
મરણને વશ થયા વાત એ જણાઇ છે;
મૂક્યા [1]વટપૂર થકી તાર [2]મહારાજશ્રીએ,
તેવી અહીં [3]ભીંડ તાર આવતાં ભરાઇ છે;
રાજા–મહારાજા રાવ રાણા ને ઠાકોર બહુ,

---

ર્ણની દીલગીરી બતાવી દીલાસાપત્ર મોકલવા ઠરાવ કર્યો હતા. ૩ કેટલાક કવિત્વશક્તિ ધરાવનારાઓએ યુવરાજના મર્ણ શોકની કવિતા સભામાં ગાઇ હતી જેથી સર્વ કોઇને શોક થયો હતો.

૧ વડોદરેથી (વડોદરાને વટપૂર–વિરક્ષેત્ર અથવા વટપત્તન પણ કહે છે.) ૨ મહારાજા સાહેબ તરફથી સેંકડો તાર મુકાયા હતા. ૩ ગરદી. (અહીં પણ લોકોના તારની ધણીજ

જાણી દીલગીર થયા વાત દુઃખદાઇ છે;
ઘણાકે થઇને ખિન્ન તારથી દિલાસો કર્યો,
**જેઠમ** ઘણાક થકી પત્રિઓ લખાઈ છે. ૧
નામાંકિત ગૃહસ્થોએ શોકની વિગત સુણી,
સાંભળી અમલદાર રાજ્યના દુખી થયા;
રાજ્યમાં નોકરી કરી [૪]વિશ્રામ લેવાને ગયા,
તેનુંએ દુખાયું દીલ આવી [૫]સતિની દયા;
દુખી મહારાજ થયા પુત્રશોક આવવાથી,
સરવે પઠાવ્યા પત્ર તાર કોઇના ગયા;
પ્રજાજન શ્રીમંતના તેમણે સુબોધ કર્યો,
ઇચ્છામતિ અનુસાર શબ્દ સરવે કહ્યા. ૨
વિગત દિલાસા તણા તાર અને પત્ર તણી?
આપતાં લખાણ તણાં પાર નથી આવતો,
ટુંકમાં જણાવું સાર જાણવા પ્રજાજનોને,
શુમાર હજાર તણો તાર પત્રનો હતો;
વાંચવાને કોણ નવરાશ ધરે આ સમયે?
મળે તોએ શોકનો [૧]વિષય નથી ફાવતો;
શ્રીમંતને સરવની ખબર થાય છે નિત્ય,
વાંચવા વંચાવવાને પત્ર નથી ભાવતો. ૩
વિદ્વાનો વિશેષ મહારાજ તણા રાજ્ય માંહિ,
સંસ્કૃત ઈંગ્રેજી ગુજરાતી રૂડું જાણતા;
કોઇ ભક્તિમાર્ગને વખાણિ તેવી વાત લખી,
પ્રભુને સંભારવાને રીતને બતાવતા;
[૨]પુર્વનાં દૃષ્ટાંત આપી શોકને શમાવવાને,

---

ભીંડ થઇ હતી.) ૪ પેનશન લેઇને ગયેલા. ૫ પદ્માવતિ.

૧ બાબત. (મહારાજ સાહેબને દિલાસાપત્રો પણ વાં-
ચવા વંચાવવા ગમતાં નથી કારણ પુત્રના પ્રેમવિરહથી તેમને

આપબુદ્ધિ તણું બળ કોઇ અજમાવતા;
કોઇ પુત્ર પ્રતાપ ઉછેરી સુખ પામવાને,
[3]યુવરાજ ધારવાને હેતુ અગ્ર લાવતા. ૪
પત્રમાંહિ પ્રથમ તો શોકને બતાવી પુર્ણ,
સંસારની અસારતા પંડીત ઉચ્ચારતા;
ભગવદગીતામાંના શ્લોકનો સંચય [4]કરી,
શ્રીમંતનો શોક જવા જ્ઞાનને વિચારતા;
એમ પોતપોતિકી મતિવિચાર આ સમયે,
પત્રમાં દેખાડી ધર્મરાજ્ય ભક્તિ ધારતા;
પ્રસંગ આવ્યાથી નિજમંડળના જન કોઇ,
પત્રને સુબોધ તણી જણાવતા વારતા. ૫

---

## પુસ્તકકર્ત્તાનો
## શ્રીમંત મહારાજસાહેબને દિલાસાપત્ર.
### શાર્દૂલવિક્રિડિત.

સ્વસ્તિશ્રી વટપુર મ્હાશુભસ્થળે શ્રીરાજશારોમણી;
[1]વિષ્ણુ અંશ સદાય પુજ્ય નૃપતિ પ્રેમીપ્રજાના ધણી;
કીર્તિવંત કૃપાલ [2]વાકૃવિજયી વિદ્વાન સાદા અતિ;

---

અતિ દુઃખ થાય છે) ૨ આગળ થયેલા રાજાઓને દુઃખ પડેલું તેના દાખલા અથવા પુર્વનાં=પુર્વજન્મની કૃતિ ઇત્યાદીનાં દૃષ્ટાંત. ૩ પ્રતાપસિંહ પૌત્રનેજ યુવરાજ ધારવા=માનવા પોતાનો હેતુ આગળ કરતા. ૪ ગીતામાંથી આ સમયે લખવા જેવા શ્લોક ઠેકઠેકાણેથી શોધી પત્રમાં લખ્યા હતા.

૧ પૃથ્વીપતિઓ ભગવાન વિષ્ણું પરમાત્માના અંશ ગણાય છે એ માટેજ શ્રીમદ્ભગવદ્ગીતાના દશમા અધ્યાયમાં વિભૂતિઓ ગણાવતાં ભગવાને અર્જુન કહ્યું છે કેઃ—"**नराणांचनराधिपम्**" ૨ વાણી. (બોલવામાં જીત મેળવનારા )

નીતિ દિર્ઘ વિચાર દેશહિતમાં, ઇચ્છા થવા ઉન્નતિ. ૧

દાના ચિત્ત ઉદાર ટેક કુળનો જ્ઞાતિઅભિમાન છે;
તેવો નેક વિવેક ને વિનય છે શાંતિતણું સ્થાન છે;
દીસે નામ ન દ્વેષ ચિત્ત વિમળું વાતો વિષે વ્હાલ છે;
કાંતિ ભવ્ય સદાય મૂખ હસતું તેવું રૂડું ભાલ છે. ૨

વિદ્વાનોપર પ્યાર ગ્રાહિ ગુણના સંપી અને ઉદ્યમી;
શક્તિ કારમિ રાજ્યકાજ કરવા શોભી રહી હાકમી;
કામે પારખ પુર્ણ કાલકુડના ગાંજ્યા ન જાયે કદા;
તોયે છે દરિયાવ દીલસુખદા જેને ન કોની અદા. ૩

જોયા દેશ પ્રવાસ પ્રીતિ ધરિને રીતી ધરી ધ્યાનમાં;
સ્થાપી તે નિજ રાજ્ય માંહિ રિતને પૂરા રહી જ્ઞાનમાં;
આપી દામ અપાર બુદ્ધિ વધવા કારીગરી શીખવા;
ઉમંગે નર મોકલ્યા નૃપતિએ વિદેશ વિષે જવા. ૪

જેણે રાજ સુધારવા શ્રમ કર્યો ધારા રચાવ્યા અતિ;
લોકોના હક પાળવા મન ધરી વિશ્વાસ આપ્યો પતિ;
વિદ્યાશાળ વિરામસ્થાન બહુએ નિરાશ્રિતોનાં કર્યાં;
બાંધી ઔષધશાળ દુઃખિ દિનનાં દુઃખો દવાથી હર્યાં. ૫

આપ્યું [1]પાણિ પવિત્ર નીજપુરને બાગો રચ્યા ભાવતા;
સેવા ભોગ વિલાસ [2]મ્હેલ રચિયા પૂરી વિષે શોભતા;
લોકોને રમવાજવા નિરખવા ન્હાવા વ્યવસ્થા કરી;
વિદ્યાર્થી [3]જમવા સુવા સુખ કર્યું પીડા વિદેશી હરી. ૬

---

૧ જળ આપ્યું (સયાજી સરોવર જેને પ્રથમ આજવા તળાવ અથવા સુરિયા સરોવર કહેતા તેને બંધાવી શેહેરમાં પાણીના નળ આણી નિરંતરનું સુખ પ્રજાને આપ્યું. ૨ જો કે રાજમેહેલ આદી વિલાસનાં સ્થાન પોતાને માટે સરકારે કરાવ્યાં છે પણ એથી લોકોને જોઇને વિલાસ કરવાનું પણ ઘણું

બાંધ્યું શાક બજાર ભવ્યદિપતું તેવી કરી [4]રોશની;
બાંધી બેઠક સાંજરે સુખ થવા જ્યાં દીન બેસે ધની;
અર્ચીને ધરદામ સર્વસ્થળમાં રસ્તા કર્યાં શોભતા;
કાઢ્યું સંકટ [5]માર્ગનું સરવનું લોકો ભીડાઇ જતા. ૭
જેણે પ્રાચિન કાવ્ય ગ્રંથ પ્રકટ્યા, પાળ્યા વિદેશી વળી;
રાખ્યા નોકર રાજ્યમાં મન કરી વિદ્યા ભણેલા કળી;
ઇંગ્રેજી સહુ પદ્ધતિ શુભ ગણી તેવી રિતી આદરી;
પંચાતો સુધરાઇની કરિ વળિ પ્રાંતે મ્હાલે કરી. ૮
આપ્યા છે હક [6]બોર્ડના વળી હજી દેવા સુવિચાર છે;
આશ્રીતો નિજપુન્ય શુકલ ગણુકો તેનેય આધાર છે;
શાળા સંસ્કૃત અન્ય વાણિ ભણવા જેણે કરી યોજના;
સ્થાપી બેંક વિશાળ ગ્રંથ સ્થળને છોડાવિ છે યાચના. ૯
આપે મોજ પ્રજાજનો સકળને તેવી હજી આપશે;
પીડાતા તણિ પીડ જેહ હરશે જોઇ હકો સ્થાપશે;
એવા સુજ્ઞ ગુણો દધી ગુણ કઇ કિંચીતને વર્ણવી;
માહારાજ સયાજીરાવ શરણે પત્રી લખી પાઠવી. ૧૦
છે સાષ્ટાંગ યથાઘટીત ગુણિને શાંતિ ધરી માનશો;
દીલાસા તણિ પત્રિ ભક્તિ ગણિને શ્રીમંત ! સ્વિકારશો. ૧૧
ચાલે ના જીવ હાથ તેમ [1]કલમે સુંણી બુરી જે બની !
કાયા કોમળ યૌવને પડિ ગઇ વ્હાલા ફત્તેસિંહની ! !
પચ્ચીસે દુઃખ પુર્ણ આપ્યું તમને ભાગી પ્રજા દુઃખમાં,
હાહાકાર થયો અપાર પુરમાં મ્હાલોતણા સૂખમાં. ૧૨

---

મળે છે. ૩ બોર્ડીંગ. ૪ વીજળીના દીવા. ૫ રસ્તા પહોળા કર્યાં. ૬ લોકલબોર્ડના.

૧ આવો શોક દર્શાવનારો પત્ર આપને લખવા મ્હારી કલમ ચાલતી નથી તેમ જીવ પણ ચાલતો નથી ઇત્યાદી ભાવ છે.

આખો ભારતખંડ આ ખળભળ્યો છે શોક માંહી પ્રજા;
ઇચ્છા પુર્ણું ન કોઇની થઇ અરે આવી અચંતી કજા;
રોયું રાજ ઉપાય કાંઇ ન જડે ઉપાય દ્રષ્ટાંતનો,
એથી જ્ઞાન ઉપાય શાંતિ સુખનો એ [2]મિત્ર એકાંતનો. ૧૩
માન્ધાતા, અજ, રામ કૃષ્ણ, નળ ને વીરા ગયા પાંડવો;
વિશ્વામિત્ર વશિષ્ટ વ્યાસ શુકજી કોટી ગયા યાદવો,
શાલીવાહન [3]વીર કોઇ ન રહ્યા રાણી પડ્યાં [4]હીંદવી.
કીધા કોટી ઉપાય દેહ બચવા ટૂટી ન સાજી હવી! ૧૪
જ્ઞાની છો બહુ આપ તોય સુતની માયા હશે પીડતી;
માયાનું દુઃખ દૂર આપ કરશો લેઈ ગિતામાં મતિ;
એમાં છે સદ્બોધ નિત્ય સમજુ પંડીતને રાખશો;
સાહીને સતસંગ રાજ્યહિતમાં સૂચિત્તને નાખશો. ૧૫
પોતાનો [5]પરિવાર પૌત્ર પ્રભુએ આપ્યો લહો પાડને;
કીર્તિ [6]રાજ પ્રતાપસિંહ કરશે પાળી પ્રજાલાડને,
જાણીને યુવરાજ આજ પ્રસન્યા વિપત્તિ વિસારશો;
વ્યાધીનો ભય રાખિ શાંતિ ધરશો વિજ્ઞમીં સ્વિકારશો. ૧૬
જ્યારે આપ અપાર ક્લેશ ધરશો પદ્માવતી [7]હારશે;
બાળા યૌવન બાપડી દિન દિને પીડા બહુ ધારશે!
માટે ધીરજ આપિ તાપ હરશો કંકાસથી વારશો;
રાણી સાહિબને તથા [1]તનુજને દ્રષ્ટાંત ઉચ્ચારશો. ૧૭
મિત્રો સર્વ સબંધી મંત્રી સ્વજનો દાસી ખવાસો સહુ,

---

૨ દુઃખ વખતે જ્ઞાન એજ મિત્ર છે અને જ્ઞાનીઓ એકાંતમાં બેસે છે તોપણ તેમને આવું દુઃખ બાધ કરી શકતું નથી. ૩ વિર વિક્રમ. ૪ મહારાણી વિકટોરીઆ. ૫ પુત્ર પુત્રી આદીક જે છે તેથી પણ સંતોષ માનો. ૬ રાજમાં અથવા એ પણ અર્થ છે કે રાજ કરશે, ૭ હીમત હારશે.

૧ પુત્ર પુત્રી આદિ.

પીડે પીડ વિયોગ ને વિરહની પોતે સહોછો બહુ;
એ [2]પીડા રહી સર્વદા મન વિષે જ્ઞાને કરી ટાળશો;
દુઃખી પુત્ર વિના બહૂ જન વસે દૃષ્ટાંત એ ન્યાળશો. ૧૮
સૃષ્ટિમાં બહુ જાતના દુખી વસે જે દુઃખ વર્ણાય ના,
પોતે તો સહુ વાતથી પુરણછો માટે કરો શોક ના;
ઇષ્ટેચ્છા સમજી સુપુત્ર પડિયો શાંતિ કરો તેહની,
આશિર્વાદ પ્રજાતણો લઇ અને રક્ષા કરો [3]દેહની. ૧૯
બુદ્ધિસાગર આપ ત્યાં સુચવવા શિખામણે શું ગજું !
જ્ઞાની આપ સમીપ કોવિદ હશે ત્યાં માહરૂં શું ગજું !
[4]મંત્રી ભારિ [5]પગારદાર સઘળા મ્હારૂં તહીં શું ગજું ?
ઉર્મિ [6]પ્રેમતણી અધીક નીકળી તેથી ઠરે છે ગજું. ૨૦
છું હું ભક્ત સુરાજ્યનો નૃપ પ્રજન સુખે દુઃખે ભાગ છે;
માટે ભાગ વિપત્તિનો લઇ લખું જે માંહિ વૈરાગ છે;
આવે પત્ર હજૂર હાથ લઇને વાંચી સદા રાખશો,
તૂતીનાદ સમાનપત્ર તદપી પ્રીતિ તણો માનશો. ૨૧
મ્હોટાં રાજ્ય તણા મહાજનતણા શ્રીમંત ને શેઠના,
મંત્રી દેશહિતેચ્છુના વળિ હશે પત્રો ભુમી [7]ઠેઠના;
આવ્યા તાર અસંખ્ય એમ દુઃખના પ્હોચ્યા હશે આપને;
એ વેળા લખિ ગ્રંથ માંહિ જણવ્યો વીયોગના તાપને. ૨૨
ઉર્મિ સર્વ ઉતારિ અત્ર વિરહી, વિસ્તાર તેનો કર્યો,
જોશો આપ પ્રસિદ્ધ ગ્રંથ વળતી પત્રે દિલાસો કર્યો.
માટે પત્ર નવીન રાખિ કરૂણા શાંતિતણો ધારશો;

---

૨ દુઃખ( પુત્રમર્ણશોક તો નિરંતરનો છે માટે એ શોક જ્ઞાન વિના જશે નહીં તેથી જ્ઞાન પામી એ શોકને ટાળશો=ખસતો કરશો ઇત્યાદી. ૩ દેહને સંભાળો ( દેહ હશે તો પ્રજાનું રક્ષણ થશે માટે તેને પ્રથમ સંભાળો.) ૪ દીવાન. ૫ અધિકારી. ૬ પ્રેમ ઉર્મીને લીધે કદાચ પત્ર લખવા મ્હારૂં ગજું છે. ૭ વિલાયતના.

અર્પું આ દુઃખભેટ પ્રેમવિરહે સ્નેહાળ ! સ્વિકારશો. ૨૩
શીક્ષા સર્વતણી વિશેષ સુચના વિનંતીનો સાર છે;
મિથ્યા શોક મરે નહીં જીવ કદી આ શૂન્ય સંસાર છે,
સર્વેની ગતિ એજ બાંધિ અવધી એ સત્ય વીચારશો;
મ્હારાજા સમશેર બ્હાદુર ગુણી આં પત્ર સ્વિકારશો. ૨૪
સુંણીને સદ્શાસ્ત્રબોધ વળતી વીચારવું વર્તવું;
વર્ત્યે સુખ વિશેષ વર્તન રૂડું વૈદેહિ કેરૂં હવું
જેષ્ટાભાઇ કહે સદાય દુઃખને ભૂપાલ ! વિસારશો;
મ્હારાજા શ્રી સયાજીરાવ દુઃખની આ ભેટ સ્વિકારશો. ૨૫

## પદ.

(ખમાચ.)

"મગ ચલત કહાન સંગ અટકી"—એ રાહ.

ગુણી નૃપતિ ! શોક મન, ન ધરો;
[1]સુત [2]તન સુખ ગણિ દુઃખ વિસરો. ગુ૦ ટેક.
[3]તનમન ધન તમ કુંવર સમિપ છે,
સમજી હૃદય સમવો ઉભરો. ગુ૦ ૧
[4]સકલ જગત દુઃખમય સમજો તો;

---

૧ પુત્ર. (યુવરાજ) શરીર અથવા દીકરો ( પત્ર લખનાર કહે છે કે હે ગુણી રાજા ! ત્હમારો પુત્ર ગયો પણ પ્રભુકૃપાથી બીજા પુત્ર છે તેમ સુતતન=દીકરાનો દીકરો ( પ્રતાપસિંહ) પણ છે તો તેથી સુખ ગણી દુઃખને વિસરો અથવા બીજી રીતે દીકરા અને શરીરસુખ (ત્હમારૂં) વિચારીને દુઃખ ભુલી જાઓ. ૩ વળી ત્હમારૂં તન મન અને ધન એ જે કુંવર તે તો તમારી સમીપજ છે અથવા તમારૂં તન મન અને ધન ઇત્યાદી જે છે તે ત્હમારા કુંવર પાસે છે માટે હૃદયનો ઉભરો સમજીને, શમાવો ઇત્યાદી ભાવાર્થ. ૪ બધું જગત દુઃખમય છે એમ જો જ્ઞાનથી અથવા અનુભવથી

નિગ્રહ કરીને મન કર્મ કરો. ગું૦ ૨
૫મથન કથન સહુનું ભવ તરવા;
જેહમ આપદ નિજ આપ હરો. ગું૦ ૩

---

## * ટ્રામનો ઝધડો.

### પદ.

"મનડાના માન્યા મોહન મ્હારે મોહો લે આવો" એ રાહ.

વટપૂર ટ્રામ ગાડીનો જામ્યો છે ઝધડો ભારે,

---

સમજો તો મનને વશ રાખો અને પછી રાજકાજ કરો. (વળી એમ પણ કર્તા કહે છે કે "હું બધું જગત દુઃખમય જ અથવા દુખીની બરાબર જોતો આવ્યો છું તેથી મ્હને તો અનુભવ થઇ ગયો છે; ને હું તેથીજ આપને હું કહું છું માટે મનનોજ નિગ્રહ કરો કે આપને સુખ આવે). ૫ સર્વની મ્હેનત અને કહેવાનું (રૂપી મુની અને શાસ્ત્રકારનું) ભવસાગર તરી જવા માટે છે પણ તે વાત તો=ભવ તરવાની વિદ્યા તો આપની પાસેજ છે અથવા આપદમાંથી છુટવાનું (જન્મમર્ણરૂપી સંકટમાંથી છુટવાનું) તે તમેજ જાણો છો માટે "આપદ" દુઃખ અથવા આપદા તમે પોતેજ હરો=એવું કરો કે જેથી આપદા જાય ઇત્યાદી અર્થ છે.

* વડોદરા ટ્રામવેકંપનીના માલીક અથવા મેનેજરે યુવરાજશ્રીના મરણને દિવસે. શોક દર્શાવી ટ્રામ બંધ કરી હતી પણ શેહેરનાં અને પરાનાં બજાર તથા ભાડુતી ગાડીઓ ત્રણ દિવસ બંધ રાખવા મહાજને સુચના કરી હતી તેથી ટ્રામના મેનેજરે પણ તે પ્રમાણે વર્તવું જોઇએ એમ મહાજને વિચાર્યું. પરંતુ ટ્રામને બંધ પડેલી ન દીઠી ત્યારે મહાજનના આગેવાને ત્રણ દિવસ હડતાલ પાળવા મી. કરમાલીને જણાવ્યું પણ તેમણે તે સુચના માન્ય ન કરવાથી મહા-

જામ્યો ઝઘડો ભારે, પંદરમી મંગળવારે;
ત્રણુ દિવસો હડતાલ ન પાડી કરમાલીએ જયારે. વ૮. ટેક.
ફત્તેસિંહ યુવરાજમરણથી, પાકી ત્રણુ દિન પાળી;
મ્હાજનતું માન્યું સઘળાએ, દુઃખનો સમય નિહાળી. વ૮૦ ૧
શે'ર તણા વ્હોરાઓ સંપ્યા, ભાડુત ગાડીવાનો;
ત્રણુ દિવસો હડતાલ જણાવી, ફરે કોઇ પણ શાનો? વ૦ ૨
કરી સૂચના કરમાલીને, મ્હાજનઆગેવાને;
નફા ખોટપર નજર કરીને, ધરી વાત ના કાને. વ૮૦ ૩
મ્હાજનતું અપમાન થવાથી સર્વે વાત વિચારી;
બંધ કર્યો બેઠાનો સંપી, ટેક મમતને ધારી. વ૮૦ ૪
વાત ભાવતી ભાડૂતોને, વૈદે કીધી વાણી;
મળી જઇને મમતે આવ્યા, ર્‌હેલું જાણ્યું પાણી. વ૮૦ ૫
"ટ્રામ નિયમ ભાડાનો જે છે, વર્તિશું સહુ એવું;
પજવીશું નહિં પ્રવાસિયોને, કરીશું ક'શે તેવું."
એમ કહ્યાથી મ્હાજન રીઝયું, મમતે વાત ભરાઇ;
અઢાર વર્ણે એકો કીધી, જોઇ જેષ્ટાભાઈ. વ૮૦ ૭

## પદ ૨.

"લેજે પ્રાણપ્યારા વ્હાલા મ્હારા છેલ્લા પ્રણામ." એ રાહ.
[1]સુંની સુંની દીઠી ટ્રામ આવે ને જાય;
ટ્રામ આવે ને જાય, ફેરા ફોગટજ ખાય. સું૦ ટેક.
પાણી દરવાજેથી, ખાલી ખાલી ઉપડે,
માંડવીએ [2]જુવે વાટ, તથાપી ન ધરે કોઇ પાય. સું૦ ૧

---

જનને ખોટું લાગ્યું તેથી તેમણે ટ્રામમાં ન બેસવા વાત ચરચાવી. આથી આખા શેહેરમાં તે વાત પ્રસિદ્ધ થઈ જેમાં ભાડુતી ગાડીવાળાને ફાવતું હોવાથી ભાગ લીધો અને ઝઘડો અથવા રસાકસી થઈ તે હકીકત જણાવી છે.

૧ માણુસ વિનાંની ખાંલી. ૨ રાહ. (બેસનારની લાલ-

ટ્રામને ચલાવી ચાર બાજુએ નિહાળે,
સામું જુવે નહિં કોઇ, પછી કેમ કરીને કમાય? સું૦ ૨
રેલવે સ્ટેશને જાય [3]ધરમનો ધક્કો,
આવે નિરાશે એમ, શિશોટી નકામી જણાય. સું૦ ૩
બેસવાને કરે મન કોઇ જો અજાણ્યું,
શેરી જણાવે છે [4]વાત, પછી તે બેસવું ન ચ્હાય. સું૦ ૪
આડાઇ કરીને બેસે, એકલો મુંઝાયે,
મળે કોઇ કે'નાર, ઉઠે ઝટ તે શરમાય. સું૦ ૫
કરમાલી [5]કરમથી ગયા કરમાઇ;
પાડ્યો નગરમાં [6]સાદ, હવે અર્ધ આને જવાય." સું૦ ૬
લોભાયું ન કોઇ જન નહીં લલચાયું;
ચાલી એની એ વાત, કરે હઠ તે ગભરાય. સું૦ ૭
દિવસ ઘણાક એમ ખાલી ટ્રામ હાંકી,
વચ્ચે કીધી [7]ફરીયાદ, જાણ્યું હરીભક્ત ફસાય. સું૦ ૮
મમતે ચઢિયું મહાજન પુર લોકો,
પામ્યા ભાડુતો લાભ, રહ્યું પણ સુખ ના સદાય. સું૦ ૯
મહાજને મળવાનું પ્રકટ ઠરાવ્યું,
કહ્યું પોલીસે નાજ, મળી કરમાલીને રહાય. સું૦ ૧૦
"સયાજી વિજય" અધિપતિ [8]સુવિચારે,
દીધી કઇને [9]શીખ, "આતો બહુ ખોટું જણાય" સું૦ ૧૧

---

ચથી ટ્રામ થોડીવાર ઉભી રાખી. ૩ કામ ન થાય અને ધક્કો પડે ત્યારે "ધરમનો ધક્કો પડ્યો" એમ કહેવાય છે. ૪ મહાજનના બંદોબસ્તની. ૫ કૃત્યથી અથવા ભાગ્યથી. (તેમણે મહાજનનું મન રાખવા ત્રણ દીવસ શોક પાળ્યો હોત તો હરકત આવત નહી) ૬ એક દિવસ અર્ધે આને બેસાડવા સાદ પડાવ્યો હતો. ૭ નુકશાનનો દાવો મહાજનના શેઠપર કર્યાનું સાંભળ્યું હતું. ૮ સારા વિચારથી અથવા દિર્ઘદૃષ્ટિથી. ૯ શિખામણ

મહાજન મુખ કહી ગઇ ગપ ફેલી;

માણેકલાલ વિરૂદ્ધ માટે કાંઇ કરવો ઉપાય. સું૦ ૧૨

વણિક–"સયાજી વિજય" મુખ સાધન છે [૧૦]એનું,

માટે કરો "[૧૧]બાયકોટ"અધીપતિ છો અમુઝાય. સું૦ ૧૩

બીજો–વણિક છે માટે કાઢો ,મહાજનમાંથી;

રાખ્યું ન આપણું માન,સામું કેમ એણે પડાય. સું૦ ૧૪

ત્રીજો–પૂછ્યા વિણ કરે છે પુરમાં [૧૨]પટેલાઈ;

ચોથો–ભાઇ! સમય ને માન, વળી ખટપટથી [૧૩]ઘુસાય!સું૦ ૧૫

ન્યાયી–કરમાલી ત્રણ દીન ગાડી બંધ રાખે;

માગે [૧૪]વ્યાપારી ભીખ,પ્રજા વિણ [૧૫]ગાડી અટવાય. સું૦ ૧૬

એક દીવસનો [૧૬]શોક ઓછો નથી પાળ્યો;

ગાડીતે કાઢી છે [૧૭]રીસ, ઓછું કયારે પજવે છે હાય! સું૦ ૧૭

અધિપતિએ તો વાત ન્યાયથી કહેલી;

જેમાં ઉભયનું હીત,તથાપી ન સાચું [૧૮]પોસાય ! સું૦ ૧૮

કર્તા–સમજુ જનોએ વાત સહુની વિસારી;

---

આપી હશે અથવા ટ્રામના વિરૂદ્ધ થતી ગોઠવણ કે ખટપટ તેમને ઠીક નહીં લાગી હોય માટે પોતાનો અભિપ્રાય પ્રજા-હિતાર્થે જણાવ્યો હશે તેથી કાંતો તેમને મ્હોડેથી સાંભળેલી હો અથવા બીજે ત્રીજે કાને ગયેલી વાતનું રૂપ બદલાયું હો પણ ગામગપ ચાલી કે ડા. માણેકલાલ કરમાલીના પક્ષમાં છે અને મહાજનની વિરૂદ્ધ છે માટે તેમના સંબંધમાં કાંઇ ઇલાજ લેવો. ૧૦ અધીપતિનું. ૧૧ પત્ર ન લેવા એકમત થવું અથવા સંપ કરવો તે. ૧૨ આગેવાની. ૧૩ પેસી જવાય અથવા માથું મરાય. ૧૪ શેર ભરનારા. ૧૫ ગાડી વિના. ૧૬ હડતાલ. ૧૭ ભાડાની ગાડીવાળાએ ખરા પ્રેમથી નહીં પણ રીસ કાઢવાનો સમય મળ્યાથી કરમાલીઉપર શેર થયા છે. ૧૮ સાચું કયારે પોસાય છે.

દાનાવળી દીવાન, વધી નહીં અંતર લ્હાય. સું૦ ૧૯
વધી તો નહીંજ પણ પ્રભુની કૃપાથી;
શમી જુદાઇ રીસ, રચી પદ જેઠમ ગાય. સું૦ ૨૦

---

## બહારની પ્રજાએ કીધેલો શોક.

### પદ.

( રામગ્રી. )

" વૈદર્ભી વનમાં વલવલે. " એ રાહ.

પડતાં ફતેસિંહ ફાંકડો, હુવો હાહાકાર
કેર થયો કામની કહે, રાજ થયું શૂન્યકાર. પ૦ ટેક.
ભારત ભાવીક છે અતિ, રાજભક્તિ વિશેષ;
ગાયકવાડી ગુણી પ્રજા, [1]બોલે વર્તન બેશ. પ૦ ૧
ભાદ્રવદી ચોથ સોમની શત્રુ થયું છે સ્હવાર;
પદ્માવતિનો પતિ ગયો, રંગીરાજ કુમાર. પ૦ ૨
ખબર મળ્યે ખિન્ન મન થયાં, મળ્યા મહાજન લોક;
બંધ કરાવ્યાં બજારને, પાળ્યો હ્રદયનો શોક. પ૦ ૩
બંધ થયાં છે હુન્નર તણાં; કારખાનાનાં કામ;
બંધ કરી છે નિશાળને, શોક કરતા તમામ. પ૦ ૪
વાદ્ય ન વાગે ગામમાં, કથા કિર્તન બંધ;
વિરહે તપ્યું મન સર્વનું, જેને જેવો સંબંધ. પ૦ ૫

---

૧ ગાયકવાડી પ્રજા કોઇ સમયે અથવા પ્રસંગે પોતાના સ્વાર્થ માટે રાજ્યના સંબંધમાં કદાચ બોલતી હશે અથવા કરને વખતે ટીકા કરતી હશે કે કરી હશે પણ એકંદરે આ પ્રજા રાજ્યભક્ત અને નીખાલસ મનની છે તેથી તેને રાજાને થયેલા દુ:ખને લીધે બહુજ લાગું છે અર્થાત્ તેનું વર્તન ઘણું સારૂં છે.

મ્હાલ કચેરી જ્યાં હતી, વસે વહીવટદાર;
કામ સમેટીયું તેમણે, વાસ્યાં કોર્ટનાં દ્વાર. ૫૦ ૬
ન્યાયાધીશીના નોકરો, સુણી આવ્યા ઘેર;
સત્તાધીશો બહુ ભાતના, ખાતા ખાતાના [२]મેર. ૫૦ ૭
તાર મળ્યા કુડા કેરના, તેણે આણ્યો તાવ;
લોક કહે પશ્ચાતણું, દૈવે ડુબવ્યું રે ! નાવ ! ૫૦ ૮
કોઇ કહે છે સયાજીને, પડ્યો પુત્રનો શોક;
પાલકને પિડ આવિ આ, નડી [૩]કરણી કોક. ૫૦ ૯
આયુષ્ય ભોગવ્યું ના અરે ! ગયો અધવચ પુત્ર !
જો યુવરાજ જીવ્યા હતે, દીપાવત ઘરસુત્ર. ૫૦ ૧૦
કરત [૧]સવાઇ બાપથી, સારી વાતે તેહ;
આશિષ લેત પ્રજાતણી, હાય ન્હોચ્યો ન દેહ ! ૫૦ ૧૧
એમ કરે દુઃખ મ્હાલની, રાજ્ય વર્ણ અઢાર;
વસ્ત્ર ધર્યાં કઇ શોકનાં, સુણ્યા અમલદાર. ૫૦ ૧૨
વકીલ દેસાઇ અમીન ને, વળી જાગીરદાર,
શેઠ શ્રીમંતો શોકમાં બીજા ગૃહસ્થ અપાર. ૫૦ ૧૩
તરત ખબર મળી કારમી, થયાં [૨]સાધન ઠામ;
બીજે દિને જાણ્યું જેમણે તેને પણ દુઃખ આમ. ૫૦ ૧૪
વસ્તી સમસ્તે તજ્યો ધણી હાય ! ભવિષ્ય ભુપાલ !
[૨]મનસુખ આશા મન રહી, થાત જેઠમ ન્યાલ. ૫૦ ૧૫

---

૨ ઉપરી. ૩ કૃતિ. (કોઇ અન્ય જન્મની કરણી નડી.)

૧ પિતાસવાઇ જે કરે તે સદ્પુત્ર ગણાય છે. (સારાં કામ કરી સારો કહેવાઇ પિતાને ઓળખાવે તે પિતા સવાઇ કરી કહેવાય) મનને સુખની=મનને જે ઠીક લાગે તેજ સુખ કહેવાય એવા રાજાની આશા સુખતે યુવરાજ જવાથી મનમાંજરહી એ ભાવાર્થ છે. ૨ વ્યવસ્થા અથવા સવડ કે અનુકુળતા. (ઘણે ઠેકાણે તાર થયા છે તેથી એ પણ સુખનું સાધન છે)

## રાજ્યવંશીનો દિલાસો.

### કવિત.

યુવરાજ મરણથી રાજા રજવાડાં દુઃખી,
વિલાયત થકી તાર આવિયો છે જામનો;
પોતિકા ભાઇને ખાસ મોકલ્યા શ્રીમંતપાસ,
આવ્યો રાજકુંવર છે [3]હરભમ નામનો;
પુન્ય સારૂ આપી ગયા રૂપીઆ હજાર આઠ,
આપે છે દિલાસો આવી રાજવંશના જનો;
ઇંદ્રસિંહજી કુંવર વાંસદેથી આવી ગયા,
પાલણપુર આદીનાં આવ્યાં ડેપ્યુટેશનો. ૧
પત્રો અને તાર હજી આવે છે રાજ્યથી બહુ,
યમુનાં બાઇ પવાર, આવિયાં દેવાસથી;
સાવીત્રી બાઇને સીતા બાઇ આવ્યાં વડોદરે,
ઇંદોરના સરકાર હોલકર પાસથી;
તેમની નજીકના બીજા ઘણાક આવી ગયા,
ભારત ભુપતિ પણ દુઃખી મર્ણત્રાસથી;
જેટલો સંબંધ અને સ્નેહ છે શ્રીમંત સાથે,
આવ્યા અને આવી જાય પોતિકા અવાસથી. ૨

---

## શ્રી યુવરાજની ઉત્તરક્રિયા અને પુન્યદાન.

### કવિત.

ફત્તેસિંહરાવ યુવરાજ વટપૂર પડ્યા,
દાન પુણ્ય આપવાને શ્રીમંતે ઠરાવિયું;
હજાર પાંત્રીસતણી રકમ મંજુર કરી,
વ્યવસ્થા કરવા માટે મંડળ નિમાવિયું;

---

3 જામનગરના વજીર પ્રીન્સ.

એકાદશા વીધી થઇ કેદારેશ્વરની માંહિ,
રાજયકુટુંબ મંત્રીએ સારણું સઝવિયું;
[1]માને [2]માન કરી [3]શાસ્ત્રીવાળા [4]આદી રહ્યા ત્યાંહ.
રાજ્યનું કુટુંબને સંબંધી હતું આવિયું. ૧
[5]પલંગ પથારી અને રેશમી મુલનાં વસ્ત્ર,
[6]મહાદેવ પુજારીને દીધું દઇ દાનમાં;
[7]તુરંગ બેઠકમાંહી સ્વામિનારણને ગાડી,
પાલખી શારણેશ્વર આપી શીવસ્થાનમાં,
છડી કાવડી ખુવાને, ચંમર ગણપત્તિમાં,
આબદાગીરીને આપી તુકારામ માનમાં;
બ્રાહ્મણો બીજાને ગઉદાન ને ભુરશી મળ્યું,
ક્રીયા એ કરાઇ થાય કેમ [8]અવસાનમાં! ૨
યુવરાજ મર્ણ તણો તેરમો દિવસ [1]આજ;
બ્રાહ્મણો જમાડિ સર્વ [2]કર્મ રીત સાચવી;
પામરને ભોજન કરાવી વસ્ત્ર આપિયાં છે,
[3]પ્રજાજન તણી ઇચ્છા પુન્યદાનની હવી;

---

૧ ડા. લક્ષ્મણરાવ માને. ૨ માનકરી અમરસિંહ બારોટ. ૩ શંકરરાવ ગંગાધર શાસ્ત્રીવાળા. ૪ શ્રી કૃષ્ણરાવ કાપડી જામદાર વગેરે. ૫ પીતળનો પલંગ જેમાં યુવરાજ સુતા હતા તે (પલંગ પથારી વગેરે ત્રણસેંનું હતું) ૬ કેદારેશ્વરના પુજારીને. ૭ ઘોડો શ્રી દ્વારીકાંધીશની બેઠકમાં આપ્યો. ૮ અવસાન સમયે પુન્યદાન યુવરાજની ખરી યૌવન અવસ્થાને લીધે શી રીતે થાય (પુન્ય કરવાનું કોણ કહી શકે?)

૧ તા. ૨૬ સપટેંબર શનીવાર સને ૧૯૦૮ નો દિવસ. ૨ સારવા વગેરેની ક્રીયા. ૩ વડોદરા શેહેરમાં આવેલા ઘીકાંટાના લત્તાવાળા લોક તરફે વકીલ પરશરામ વગેરેએ રૂ. ૧૫૦) ભેગા કરી તેરમા નીમિત્ત પાંચસેં છસેં ગરીબોને જમાડયા હતા.

વકીલ મંડળે મળી ઉઘરાણું કીધું એક,
જમાડી ગરીબની જમાત ન્યાત આગવી;
રાજ્યના [4]કુટુંબી કામદારને પ્રજાએ આજ,
પુન્યનું કીધું એ કામ હીંસા ન કરાવવી. ૧

દોહરા.

વડોદરામાં જે રિતે, થયું તેરમે કામ;
થયું એમ બીજે સ્થળે સંતોષ્યા દીન ગામ. ૧
કામરેજ અગિયારમે પામ્યા ગરિબ અનાજ;
વસ્ત્ર દિધાં વરિયાવમાં, કીધું ભોજન કાજ. ૨
પાટણ પુન્ય વધું કર્યું દીન જમાડ્યા ખાસ;
યુવરાજને તેરમે, નાંખી ગૌને ઘાસ. ૩
પેટલાદમાં ખીચડી પામ્યા પામર લોક;
[5]મગનભાઇ જસભાઇએ સંતોષ્યા દીનથોક. ૪
થયું ફંડ સિધપૂરમાં, પામ્યા પામર ધાન;
વસ્ત્ર મળ્યાં ભીખારૂને, મળ્યું ગૌને મિષ્ટાન્ન. ૫

---

# હિંસાનો અટકાવ અને લોકલાગણી.

દોહરા.

ગણદેવીના લોક સહુ, કરી શોકવિચાર;
આવી ગયા વડોદરે, જ્યાં દુઃખનો [1]દરબાર. ૧
અટકાવી હીંસા થતી, સિદ્ધપૂર મ્હાજન;

---

૪ રાજ્યકુટુંબી અને કામદાર વગેરે જેમને માંસ વિના ચાલતું નથી તેમણે તેરમાને દિવસે તે ખોરાક લીધો નહોતો.

૫ મગનભાઇ જગુભાઇ તથા જસભાઇ ભગુભાઇએ ગરીબોને ખીચડી આપી હતી.

૧ દુઃખવટાના દરબારને દિવસે ગણદેવીના લોક તર-

[2]પાળી પાળી પાટણે, કરી શોકનું મન. ૨
[3]ચોરંદામાં પણ કર્યો હીંસા ન થવા ભેદ;
વરિયાવે હડતાલથી ઘણો જણાવ્યો ખેદ. ૩
મિયાંગામ કરજણ અને કૂરઇ ખાંધા ગામ;
હાટે હડતાળો પડી, ગણ્યું ન વ્હાલું દામ. ૪

## કવિત.

પ્રજાએ પોતાનો શોક જણાવ્યો છે ઠામ ઠામ,
[4]હિંસા થતી અટકાવી બન્યું પુન્ય કીધું છે;
હડતાળ પાડી લોકે યુવરાજ પડયા જાણી,
બીજી વાર તેરમે બજાર બંધ કીધું છે.
ક્રીયાનો દિવસ જાણી સર્વનું દુખાયું ચિત્ત,
રાજ રજવાડે પણ દુઃખ મહા લીધું છે;
ગરબીઓ ગાન તાન, બંધ રહ્યું શોક થયે,
આશા થઇ ભંગ અહીં કાર્ય કોનું સીધ્યું છે?



---

કથી ડેપ્યુટેશન આવ્યું હતું. ૨ હડતાલ પાડી. ૩ ચોરંદા મહાલનાં ગામમાં ૪ નવસારી. અમરેલી તથા વડોદરા પ્રાંતમાં અને ઘણે ઠેકાણે ૧૧-૧૨-૧૩ એ ત્રણે દીવસોએ હીંસા બંધ રહી હતી. ૫ દેવગઢબારીયાના રાજાએ તથા વાંસદા અને લીંમડીના રાજાએ પોતાના રાજ્યમાં અગીયારમાથી તેરમા સુધી ત્રણ દીવસ હીંસા થતી અટકાવી હતી. છોટા ઉદેપુરના રાજા સાથે આ રાજયને ઘાડો સંબંધ હોવાથી તેમણે નવરાત્રીમાં પણ સાદી રીતે પુજા કરી હતી એટલે બંદુકો ફોડી નહોતી તેમ પુજા વખતે કાંઇ વાદ્યપણ વગાડયું નહોતું એટલુંજ નહીં પણ હીંસા પોતાના રાજ્યમાં થતી ત્રણ દીવસ માટે બંધ કરી હતી.

# દુઃખવટાનો દરબાર.

## કવિત.

છવ્વીસમી શનીવારે આજ રાજમ્હેલમાંહી,
દરબાર થયો સાંજે પાંચના શુમારમાં;
દિવાન, નવાબ, સરદારોને દરકદાર,
શેઠ શાહુકાર ગોઠવાઇ રહ્યા [1]હારમાં;
ઇતરજનોએ પણ હાજરી આપેલી હતી,
આવેલાં [2]ડેપ્યુટેશન પ્રીતિ વ્યવહારમાં;
કેટલાંક [3]રાજ્ય થકી આવ્યા હતા કામદાર,
બેઠેલું મંડળ પુર્ણ શોકને વિચારમાં. ૧
એક પછી એક દિધી પાઘડી દુપટ્ટા શાલ,
રાજ્યકુટુંબ મંત્રીને આપીયું સહુ મળી;
રાજ્યનો [4]સબંધી અને આપ્તવર્ગ સ્થાન તજી,
હનુમાન નિર્ખવાને ચાલિ સર્વ મંડળી.

---

૧ પંક્તિમાં. (ગાદીની બેઠકનો દરબાર હતો તેથી "હારમાં" શબ્દ મુકયો છે. ૨ કેટલાંક બહાર ગામથી ડેપ્યુટેશન આવેલાં હતાં તે આ પ્રમાણેઃ—પલસાણા—કામરેજ—ગણદેવી—મહુવા—વ્યારા—અમરેલી—ચાંણસમા—કડી પ્રાંત મહાજન વડોદરા પ્રાંત પંચાયત—પેટલાદ મહાજન—ડભોઇ—વડોદરા મરાઠા સમાજ અને અંજુમને ઇસલામ તથા પારસી અંજુમન—મ્યુનીસીપાલીટી—ગણદેવી મ્યુનીસીપાલીટી—વસોના અમીન—નવસારી મહાજન તથા લોકલબોર્ડ—વજીરીયા લોકલ બોર્ડ—મુંબાઇ મરાઠા સમાજ—મેહેસાણા મહાજન ઇત્યાદી. ૩ લુણાવાડા રાજ્ય તરફથી સરદાર તથા હજુર આસીસ્ટંટ—પાલણપુર તરફથી સરદાર અમરસીંહજી તથા દીવાન—રા. બા. રણછોડલાલ વગેરે. મીયાં ગામના ઠાકાર પણ આવ્યા હતા. ૪. પોશાક અપાયા પછી રાજ્યકુટુંબના મંત્રીસહ મુખ્ય સગાંઓ

દીવાને સહુને કહ્યું [૫]પત્ર ના ઉચ્ચારવાને.
ઉચ્ચારતાં શ્રીનું દીલ દુખાશે વળી વળી,
એસશે શ્રીમંત આપો પત્ર કામદારહાથ;
એમ કહ્યું દીધા પત્ર તેમને સહૃ હળી. ૨
દીવાન સાહેબે સર્વ સંસ્થાનનો પાડ લિધો,
વળી માન્યો પાડ બહૃ પ્રજાજન પત્રથી;
થોડી વાર માંહિ ત્યાં પધારિયા સયાજીરાવ,
શિવાજી પુત્રની સાથે બેઠા છે [૧]વીપતથી;
સફેત પાઘડી જોઇ સર્વનું દુખાયું ચિત્ત,
ઉઠ્યા મહારાજ થઇ વાકેફ [૨]વીગતથી;
[૩]ગ્વાલીએર થકી સરદાર જે આવેલ હતા,
સ્હેવાયું ન બોલ્યું તેનું પ્રજાશિર છત્રથી. ૩
કડી પ્રાંત થકી દુઃખવટાદરબારસમે,
મહાજન તરફથી સજ્જન આવ્યા હતા;
મળીને દીવાનજીને શોકને પ્રકટ કર્યો,
સાંભળી સરવતણી ગુણીજને વારતા;
વિદાય મંડળ થયું સરવે પોશાક દેઇ,
રાજ દરબારમાંહી થઇ શોકસ્વાગતા,

---

હનુમાનનાં દર્શન કરવાને ગયાં હતાં. ૫ ડેપ્યુટેશન પત્રો વાંચી સંભળાવવાથી મહારાજાનું દીલ દુખાશે તેથી સર્વે રા. બા. આંગ્રેગાવકર ને આપશો એટલે બસ છે એમ દીવાન સાહેબે કહ્યું હતું.

૧ ગાદી ઉપર બીરાજ્યા તો ખરા પણ ઉતરી ગયેલા મ્હોંથી. ૨ કોના કોના તરફથી ડેપ્યુટેશનો આવ્યાં છે વગેરે હકીકત જાણીને. ૩ ગ્વાલિએરથી સરદાર આવ્યા હતા તથા પદ્માવતિનાં પિયેરીઆં આવેલાં તેમની સાથે વાત કરતાં મહારાજાનું હૃદય ભરાઇ આવ્યું.

સયાજી મ્હારાજને સંબંધી એ તજવા શોક,
જેષ્ટભાઇ સામે કરી બોલાવીને આગતા. ૪

# પુન્યદાનના પૈસાની વ્યવસ્થા.

## દોહરા.

પુન્યદાન માટે ઠર્યાં, જે પાંત્રીશ હજાર;
તેમાંથી બ્રાહ્મણ જમે આઠ હજારે ચાર. ૧
અનાથ ભોજન વરસના, હજાર ત્રણ છે રોક;
હજાર બે લે પામરો પંઢરપુરના લોક, ૨
સ્કોલરશીપ પ્રજા વિષે, સહસ્ર દશનો નેમ;
વ્યાજ ઉપજે ચારનું, લશ્કર ગમતે રે'મ. ૩
સ્મારકફંડ કુંવરતણું હજાર તેમાં એક;
જેષ્ટભાઇએ પુન્યનો માર્યો નૃપતિ નેક. ૪

# * ચાતક પ્રતિ ઉક્તિ.

## કવિત.

અરે ઓચાતક આમ ના હક કરે શું સાદ ?
પીહૂ પીહૂ પોકારીને શાને ફોડે કાનને ?
તરસ મટાડવને શાને ટમટમી રહ્યો ?
આજથી અધીરો થયો શોભે નહીં [1]સાનને;
ત્હારો પિયુ[2] આવવાને વાર નથી ધીરધર,
જ્યારે ત્યારે કરાવશે [3]સ્વાતિ નીર પાનને,

* ચાતક=બપૈયાને પતિવિયોગી દુઃખી સ્ત્રી કહે છે તેમજ ચકોરાદિપક્ષીને પણ તેમના દુઃખને દુઃખ ન ગણી પોતાને પડેલું દુઃખ આગળ કરે છે એ કાવ્યકર્તાએ પોતાનાં સ્વકલ્પિતજ દર્શાવ્યાં છે. ૧ બુદ્ધિને. ૨ વરસાદ. ૩ ચાતકપક્ષી સ્વા-

હમારેપિયુ પધાર્યો સ્વદેશ સદાય સારૂં,
તૃપ્ત રહી માટે ધન્ય ત્હને ભાગ્યવાનને !! ૧

## ચકોર પ્રતિઉક્તિ.

રે રે પક્ષિચકોર ! ચંદ્ર નિકળ્યો ત્હાંરે હવે ફાવશે !
[4]સામું જોઇ રહીશ સુખ મળશે તૃપ્તિ ઉરે આવશે;
તૃપ્તિથી તુજહર્ષમાં દિન જશે તું ભાગ્યશાળી થયો !!
હાવાં તું અધિરાઈ કાંઈ કર માં સંતાપ ત્હારો ગયો. ૧
મ્હારો ચંદ્ર[5] ચકોર પ્રેમરસને પીનાર નિત્યે હતો,
પાસે વાસવસી પિવાડિ રસને શોભાવિને શોભતો;
અચિંતો શશિ ક્યાં ગયો સુખકરી ! તે તો ગયો તે ગયો !!
હું માનું તુજને સદાય સુખિયો સંતાપ મ્હારે રહ્યો !! ૨

## દાદુરપ્રતિ ઉક્તિ.

### કવિત.

અરે એ[6] દાદુરડી તું દુઃખને ધરે છે કેમ ?
દુર્બળ રહીને કેમ પૃથ્વિમાં પડી રહી ?
પિયુના વિયોગ થકી આટલી શું અમુઝાય ?
ધીરજને ધાર દીન દુઃખના જશે વહી;
[1]પિયુ તો જીવે છે ત્હારો વિચર્યો [2]વિદશે હાલ,

---

તિનક્ષત્રનું જળ પીએ છે. ૪ ચકોરપક્ષીચંદ્ર સામું જ જોયા કરી મગ્ન રહે છે. ૫ પતિ. ૬ દેડકાં. (આઠ માસ પૃથ્વિમાં પડી રહે છે. )

૧ ઘન અથવા વરસાદ. ૨ આકાશમાં ( ચાર મહીના વરસાદ આવે છે અથવા વૃષ્ટિના ચાર માસ ગણાય છે અને આઠ માસ ગણાતા નથી તેટલા માસ વરસાદ આકાશમાં

અવધિએ આવી ત્હને રાખશે [3]ન વીરહી;
ત્હારે દુઃખ આઠ માસ. હું તો છું સદા નિરાશ,
મ્હારો પિયુ પંથી થયો, આવશે કદી નહીં !! ૧

---

## મયુરપ્રતિ ઉક્તિ.

### ઇંદ્રવિજય.

મોર કરે શિદ સ્હોર ઘડી ઘડિ કેમ કરે[4] તરૂ એ ટહુંકારા ?
મંદિર ઊપર શીદ ચઢે શિદ આવિ અગાસિ [5]હુંકે કહે પ્યારા ?
જો તલસી વરસાદ થવા ટહુંકાર થતા વિરહે હોય ત્હારા;
તો ટહુંકાર વિના મળશે સુખ હાય થયા મુજ સૂખઉધારા !! ૧

---

## ચકવા ચકવીપ્રતિ ઉક્તિ.

### પદ.

" થયા છોરે પતિ તેજ પ્યારીતનના " એ રાહ.

ચકવારે ! ઓ ચંચળ ચકવી ! શું દુઃખ છે ત્હારે !
શું દુઃખ છે ત્હારે ! કે રડતાં કયમ વારેવારે ? ચ૦ ટેક.
સુતાં ઉઠીને સાથે ફરો છો ચરતાં ચારો નિત્ય;
રહિ સંગે ઊમંગે, છો રંગે, સુખિ અંગે;
પ્રેમપાનપિયુપત્ની કરો છો નથિ અળગાં કયારે. ચ૦ ૧
સુર્યોદયથી નિરખ્યાં સાથે, નિર્મળ નદિને તીર;

---

રહે છે તેને વિદેશની કલ્પના કરીને કહ્યું કે " વિચર્યો વિદેશ હાલ " એટલે હમણાં તે વિદેશમાં છે.) ૩ વીરહી નહીં રાખે. ૪ વૃક્ષ ઉપર (મોર ઘણું કરી વૃક્ષ ઉપર બેસીને કે ઘરના છાપરા ઉપર કે મંદીર=દેવળે ચઢીને ટ્હુંકારા કરે છે.) ૫ ડોકીયાં કરવાં અથવા કોઇ કામ માટે અધીરાઇથી જોયા કરવું તે.

નરનારી સુખી ભારી, બહુ સારી, દીલદારી,
પ્યારી પ્રિયજળ પીવા પળ પણુ અલગ નથી આરે. ચ૦ ૨
ક્ષુધા તૃષા ટાળેછે [1]ત્રીકમ નભે સરસ સંસાર;
સદ્દ [2]રીતી, નથિ [3]ભીતિ નથિ [4]વીતી, છે પ્રીતિ;
[5]લઢાઇ કે આડાઇ ન ભાળી, હદ્દવાળી પ્યારે. ચ૦ ૩
કુદરતશોભા પળ પળ ન્યાળો, ન્યાળો નવલા રંગ:
તરૂડાળે, કદિમાળે, ભૂપાળે, જઇ [7]જાળે;
વાત કરોછો વિલસી બેજણુ મ્હેંન પ્રહર ચ્યારે. ચ૦ ૪
ટાઢ તાપની પીડા ન પડે, [8]સુરવૃક્ષની છાંય;
જ્યાં વૃષ્ટિ, સુખ સૃષ્ટિ, નહિ કષ્ટિ, મળે પુષ્ટિ;
રળીરષ્ટિને રૂતુ રૂતુનાં સુખ ભોગવતાં ભારે. ચ૦ ૫
નવિન નવિન ખટરસનાં વનફળ તાજાં તમને ભોગ;
છે જ્ઞાતિ, ખગજાતી, કઇભાતી, સોહાતી;
મધુર રાગ આલાપે વનમાં કંઇ કંઇ ઉચ્ચારે. ચ૦ ૬
ન્યાત જાત ને સ્નેહિ સંબંધી તમને મળતાં નિત્ય;
ભર્યુંવારી, રહેન્યારી, પિયુ પ્યારી, ઘરબારી;
સરવ વાતનું સૂખ તમારે, પામ્યાં પરિવારે. ચ૦ ૭
વિસ્મય થઇને પુછે જેઠમ નવ ભાસે તમ દુઃખ;
તો શાને, રહિ રાને, ભુલિભાને, તજસાને;
નિશા પછી પોકાર કરો છો, કહો કારણુ ત્યારે ? ચ૦ ૮

---

૧ પ્રભુ. ( ત્રી+ક્રમ=ત્રીકમ–ઉત્પત્તિ, સ્થીતિ અને લય એ ત્રણેના કરનારા શ્રીહરિ) ૨ રીતભાત સારી છે. ૩ બ્હીક નથી. ૪ વીત્યું નથી. ૫ મનુષ્યો કે બીજાં હલકાં પ્રાણી પરસ્પર લઢાઇ કરે છે તે લઢાઇ પણુ દીઠી કે સાંભળી નથી. ૬ પૃથ્વીની પાળે અથવા પાણીને કીનારે. ૭ જાળા ઉપર ( કેટલીક વખતે પક્ષી જાંળા ઉંપર પણુ દેખીએ છીએ. ૮ ટાઢ

# ચક્રવાકનો ઉત્તર

## પદ.

" ડર માં તું દિલસાથ છોકરા ડર માં તું દિલસાથ "—એ રાહ.

સાંભળ શાણીનાર વાત તું સાંભળ શાણીનાર;
અમ દુઃખકારણ સાર. વા૦ ટેક.
વસવા સારૂં વનમાં વારૂ,[1] ચરવાને ચારો પણ [2]ચારૂ;
રસમય નિત્યે ભક્ષનું [3]ન્યારૂં, પીધું નથી જળ કો દીન ખારૂ;
મિષ્ટ સરોવર છે અમસારૂ,નથી જળ અન્નનું દુઃખ લગાર. વા૦૧
નદીકિનારે સરોવરઆરે, મનગમતું બેસિયે જઇ પ્યારે;
ફરીએ ચરીએ મનઅનુસારે, વૃક્ષલતાપર બેસીએ [4]વારે;
ભીતિ અહીં નથી કોઇની [5]ક્યારે, નથિ કોઇ પક્ષી સાથે ખાર. વા૦૨
[6]વનચર આવે તે સહુ ભાવે, કઇ કઇ જાતનાં સ્નેહ બતાવે;
પક્ષી પશુ અમને સહુ ફાવે, કષ્ટ કરે નહિં [7]કાવે નદાવે;
એક બીજાપર દ્વેષ ન લાવે, કરે સહુ આપઆપનો અહાર. વા૦૩
મંદિર માળો, રે'વા રૂપાળો, વળિ વસવા છે વૃક્ષની ડાળો;
ફરીએ અમે રખડી વનઢાળો, વળિ કરીએ કદિ ઠામ નિરાળો;
ઠરીએ જ્યાં આવે પ્રેમઉછાળો, અમારે રૂડો છે પરિવાર. વા૦ ૪
સંપ હમારે સહુથી વધારે શીતરૂપા ખમ્યાં તાપ ન ક્યારે;
કુદરત શોભા કરી કિરતારે સૂખ લઇએ તે તણું ભારે;
સ્હેનહમારે છે પ્હોર ચ્યારે, એક છે દુઃખ તથાપિ અપાર. વા૦૫
દિવસે સારી સ્થીતિ હમારી, જાતો રહે દીન જોતાં વિહારી;

---

વખતે તડકો હોય ત્યાં જવાય અને તડકા વખતે વૃક્ષનો છાંયો હોય તે સુખરૂપ થાય તેથી ટાઢ તડકાનું પણ દુઃખ નથી.

૧ જોઇએ તેવું. ૨ સારો. ૩ ભિન્ન ભિન્ન જાતનું. ૪ કોઇવારે અથવા વખતે વખતે કે વાર થઇ ગઇ હોય તો ઇત્યાદિ. ૫ ક્યારે પણ. ૬ વનમાં ચરમારાં બીજાં પક્ષીઓ. ૭ કપટથી

નિશા પડ્યે વસવા ભુમી ન્યારી, જૂદાં પંડીએ પિયુ ને પ્યારી;
રાત્રી નથી જતી વેરણભારી, વિરહને સહીએ કરિ પોકાર. વા૦૬
અમે અભાગી! શાનાં સોહાગી? ટળવળીએ રજની પુરી જાગી;
કુદરત અમને નથી પ્રિય લાગી, દંપતિ રાતે થયાં નથી [૮]ત્યાગી;
આ દુઃખ જેઠમ કોણ લે માગી? અમોપર રૂઠ્યો છે કિરતાર! વા.૭

---

## *પ્રેમદાનો પરિતાપ.
### ચક્રવાકપ્રતિ ઉક્તિ.
### પદ.

"મિત્ર ફત્તેસિંહ પ્રાણથી પ્યારા"—એ રાહ.

માં.રડ [૧]ચકવા માં રડ ચકવી [૨]દુઃખા નથી [૩]દુખિયારી !
યારી ત્હમારી, છે પિયુ[૪] પ્યારી, [૫]જ્યારી જોડી વિહારી,
છે સુખકારી...[૬]દીન દશા ભારી. ૧

---

કે દાવથી એટલે લાગથી અથવા લાગ સાધીને કોઇ પણ રીતે હરકત કરતાં નથી એ ભાવ છે. ૮ દંપતિ=સ્ત્રીપુરૂષ. (પક્ષી કહે છે કે સ્ત્રીપુરૂષ પોતપોતાના ધંધા અર્થે દિવસે કદી છુટાં પડે છે પણ રાત્રીએ તો પોતાના ઘરમાંજ રહે છે અથવા એકાંતમાંજ રહે છે ઇતિભાવ.

* આ કવિતા પણ ગ્રંથકારે આગળ કહ્યા પ્રમાણે પોતાને થયેલી પ્રેરણાથીજ મુકી છે. ૧ રડીશ નહી. ૨ દુઃખી નથી (ચકવો નરજાતી છે તથા ચકવી માદા છે તેથી એકને "દુઃખી" અને જાતીભેદ જણાવવા બીજીને "દુઃખીયારી" એથી કહ્યું છે) ૩ દુઃખ ખમેલી તે. ૪ પુરૂષ અથવા પતિની અને સ્ત્રીની. (તમારી યારી પિયુ અને પ્યારીને શોભે તેવીજ છે.) ૫ હંમેશાં. ૬ દશા દીન છે=ગરીબડી છે છતાં (પક્ષી છે માટે દીનદશા કહી છે) વળી "દીનદશાભારી" કહ્યું તેનો અર્થ એક દિવસે તમારી દશા ભારી છે એમ સ-

કરશ્યા મારી, કાંધિ [7]મુરારી, મારી ન મરણકટારી ! !
[8]ગિરિવરધારી, અનુગ્રહ ધારી, થઇને હરિ આભારી;[9]
[10]ભારી નરનારી, નભાવો દિલદારી. ૨
સુખ દુખવારે[11] આવે ત્હમારે ચ્યારે પ્રહર [12]વિહારે;
[13]હારે રજની આવે જ્યારે, નિદ્રામાં પરવારે;
ત્યારે પ્યારે શું બેસી મન ઠારે ? ૩
તાણી તાણી મિથ્યાવાણી, શીદ ઉચ્ચારો પ્રાણી !

મજશો નહીં પણ દીન્નદશા ભારી=દિવસે દશા ભારી નથી અર્થાત્ દિવસે તો ઘણાંજ સુખી છો. ( કોઇની દુર્દશા બેસે છે ત્યારે કહેવાય છે કે ફલાણાની ભારે દશા બેઠી છે એ ભાવાર્થ પણ છે અને એવા ઘણા અર્થ થાય છે.) ૭ મુરારીએ (મુરનામના દૈત્યને મારનાર માટે વિષ્ણું ભગવાનનું મુરારી નામ પડેલું છે જેને કેટલાક મોરારી પણ કહે છે તેમણે તમારા ઉપર મ્હોટી કૃપા કરી કે તમને મરણરૂપી કટારી મારી નથી એટલે તમને બન્ને પક્ષીને પ્રભુએ જીવતાં રાખ્યાં છે ઇત્યાદી ભાવ છે પણ તેમાં પતિવિયોગી દુઃખી સ્ત્રી જણાવે છે કે મ્હને તો મરણકટારી વાગી છે કેમકે મ્હારો પિયુ તો દેહરહિત થયો છે તેથી તમે મ્હારા કરતાં પણ સુખિયાં છોકે દિવસે પણ દશા સારી છે અને બન્નેની હયાતી છે ઇત્યાદીભાવ કવિતાના શબ્દમાં રહેલો છે. ૮ ગિરિવરધારી=ગિરિવર જે ગોવર્ધન અથવા ગિરિરાજ તેને ધારણ કરનાર તે ગિરિવરધારી એવા શ્રીહરિ. ૯ પાડ માનીને. ૧૦ ભારે એટલે વધારે વજનદાર અથવા વખાણાય એવી. (સ્ત્રી ચક્રવાકને કહે છે કે તમે સ્ત્રીપુરૂષ અથવા નરમાદા સારૂં સુખ ભોગવો છો તેથી પ્રભુનો પાડ માનો અને તમારી દીલદારી નિરંતર આવીને આવી નિભાવો એ ભાવ છે) ૧૧ વારા ફરતી. ૧૨ ચારે પહોર વિહારે લ્યોછો. ૧૩ હારે રજની=રાત્રેહારે અથવા રાત્રે હીં-

માણી દિનમાં [14]મોજ વખાણી, આણી મુજ દુઃખ જાણી;
થઇ એધાણી–ના રડ ખગ શાણી. ૪
દુઃખ લહો તો વિરહી રાતે, વાતે વ્હાણું પ્રભાતે
ભેગાં જાતે ખાતે ન્હાતે ગાતે પી રસ પાતે;
રે'વું દિન ચ્હાતે, [15]તાતે તન*માતે.[16]. ૫
અહો વિલાસી ન રહો ઉદાસી, દાસી[17] તે પણ ખાસી;
તે કરતાં હું રાસી ભારી, પિયુ થયા પ્રવાસી;
વાસી જોબનિયું થયું છે [18]પરકાસી. ૬
પ્યારો મ્હારો નયનનો તારો તારો રમતે ન્યારો;
તે પડતાં સંસાર અકારો, બિગડ્યો મુજ જનમારો;
અહો પંખેરૂં ! સારો જન્મ તમારો ! ૭

---

## *પુત્રમહિમા.

### હરિગીતવૃત્ત.

સૃષ્ટિ રચી રચનાર લીલા જોઇને દર્શાવવા;
નિપજાવિ નવલા રંગ મૂક્યો મોહ પ્રેમે બાંધવા,

---

મત હારે (બીજો અર્થ કે રાત્રીજ તમારાથી હારે કેમકે તે તો નીદ્રામાં જવાની એટલે તે હારી જવાની અર્થાત્ પુરી થવાની તે રાત્રીમાં તમે પ્યારથી શું બેસતાં હશો ? મતલબ કે રાત્રે તે ઉંઘવાનું કે બેસી રહેવાનું ? સ્ત્રીનો ભાવાર્થ એ છે કે જો રાત્રીનું તમને દુઃખ હોય તો તે તો નીદ્રામાં જાય છે માટે તમારો રાત્રીનો વિયોગ તે મ્હારા વિયોગના હીસાબે કાંઇજ નથી ઇત્યાદી) ૧૪ દિવસે જે સુખ માણો છો તેથીજ સંતોષ રાખો. ૧૫ તાજું અથવા તપેલું. ૧૬ પોસાતું અથવા પુષ્ટ કે સુખનું માતુ શરીર. ૧૭ દાસી કરતાં પણ હું દુઃખી છે. ૧૮ પ્રકાસીને=ખીલીને.

* સંસારમાં પુત્ર એ સારરૂપ ગણાય છે જેને શાસ્ત્રે પણ

એ પ્રેમ કેરૂં પાન ભોગી દંપતી પીનાર છે;
છે પ્રેમનો રસ પુત્ર તે માબાપઉરનો હાર છે. ૧
છે લગ્નકારણ મુખ્ય સર્વે વર્ણમાં સંતાનનું;
વીલાસ ક્રીડા કામ છે ગર્ભિત પ્રીતિપાનનું,
ઉદ્યોગ ને સંયોગ કેરો સંતતિ તે સાર છે,
સંતાન વિના સર્વને નિસ્તેજ આ સંસાર છે. ૨
ગુણ રૂપવાળાં દંપતિ આનંદ લે સાથે વસી,
માગે મહીલા માન મૂકી કંથની પાસે હસી;
ભર્તાર પૂરે કોડ ભૂખી એક વીના નાર છે!
માબાપનો વિશ્રામ અંતર પુત્ર તે સુખકાર છે. ૩
રીદ્ધિ અને સિદ્ધિ વસે વ્યવહાર માટે સ્થાનમાં;
છે રાજ્યવૈભવ ઘેર છે ના ન્યૂનતા કંઇ માનમાં,
છે દેહબળ આરોગ્યતા ને દાસ દાસી દ્વાર છે;
સદ્પુત્ર વીના ચિત્ત ભમતું શૂન્ય આ સંસાર છે. ૪
કીર્તિ અને ધન પુત્ર ઇચ્છા માનવીમાં દેખીએ;
છે અગ્ર ×ઇષ્ણા પુત્રની પંડીતમાં પણ પેખીએ,
તપ જાપ ઇષ્ટી યજ્ઞ કરવા પુત્ર માટે પ્યાર છે;
પૃથ્વિપતિનો પુત્ર વીના સર્વ વૈભવ ક્ષાર છે. ૫
પુત્રેષણા [1]અજને થઇ [2]સ્વાયંભુને નિપજાવિયા;
નારદ મરીચી પુત્ર સનકાદીકને શોભાવિયા,
[3]દક્ષે તપશ્ચર્યા કરી આ વિશ્વનો વિસ્તાર છે;
સંતાન વીના સર્વને રસવીણ આ સંસાર છે. ૬
અભિલાષ રાખી દેવહૂતિ આચર્યું તપ કર્દમે;
અત્રી તણી સ્ત્રી અનસુયા રહિ સંતતીને ઉદ્યમે,

તેવાજ માનેલો છે તેનો મહીમા આ સ્થળે મૂકવો યોગ્ય લાગ્યાથી કવિતા દાખલ કરી છે. ×લાલસા.

૧ બ્રહ્મા. ૨ સ્વાયંભુમનું. ૩ દક્ષ પ્રજાપતિ ( કથા શ્રીમદ્

[4]ક્રીયા ક્રતુની સ્ત્રી થકી સદ્દપુત્ર સાઠહજાર છે;
માબાપનો સહુ વસ્તુ કરતાં પુત્ર ઉપર પ્યાર છે. ૭
તપ વિશ્વમાં વિખ્યાત છે સૂપુત્ર સારૂ મૃકંડતું;
છે અંગનો ઇતિહાસ જન્મ્યો વેન[5] પૃથુ તેનો તનું,
પુત્રેષ્ટિ કીધી [6]નાભિયે ફળ પામવા તૈયાર છે;
પરિવાર છે પણ પુત્ર વીના શૂન્ય આ સંસાર છે. ૮
ચિંતા કરેલી ચિત્રકેતુ ને અદીતિ સાધવી;
અભિલાષ રાખી કશ્યપે પેદાશ પુત્રોની હવી,
સૂયજ્ઞ કીધો શ્રાદ્ધદેવે પુત્રઇચ્છા સાર છે;
છે ભુખ રાજા રંકને પરિવાર માટે પ્યાર છે. ૯
રૂચીક ઋષિની પત્નીએ જમદગ્નિને પ્રકટાવિયા;
અંબરીષપૌત્રે પુત્ર માટે અંગીરા ઋષી સ્તવ્યા,
સો વર્ષ વૈવસ્વતમનું તપ આદર્યાથી બ્હાર છે;
સદ્દપુત્ર સ્હાયક બાપનો સંસારનો શૃંગાર છે. ૧૦
યુવાનાશ્વ ઇષ્ટિ આદરી [7]ભરતે મરૂતને સેવિયા;
અભિલાષ શર્મિષ્ટા કરી રાજી યયાતિને કર્યા,
તે પુત્ર પામી પીયુથી પૂરાણનો ઉચ્ચાર છે;
છે ભોગ વિધવિધ ભાતના પણ પુત્રથી સંસાર છે.
પૃશ્નિ કર્યું તપ સૂતપાએ પુત્રની ઇચ્છા ધરી;
ભૂપાલ દશરથ યજ્ઞ કીધો પુત્ર પ્રકટ્યા શ્રીહરી;
તપ કીધું બાણાસૂર સહુને પુત્રની દરકાર છે;

---

ભાગવતમાં સર્વની છે). ૪ ક્રતુની સ્ત્રી (સ્ત્રી પુરૂષે સાઠહજાર પુત્ર ઉત્પન્ન કર્યા હતા તે કથા પણ ભાગવતમાં છે). ૫ વેન-રાજા. ૬ નાભીરાજા. ૭ ભરતરાજાએ પુત્રોત્પત્તિ માટે મરૂતનું તપ કર્યું હતું.

પૃશ્નિ અને સૂતપાએ પણ પુત્રપ્રાપ્તિ માટે તપ કર્યું હતું. ૨ શ્રી રામચંદ્રજી.

સૂપુત્રવીના શૂન્ય જેવો સર્વને સંસાર છે. ૧૨
પુત્રેષણા કરિ પાર્વતિ [3]સિદ્ધિપતિ તનથી કર્યાં;
મન ઠારવાને દેવકીનું પુત્ર શ્રીકૃષ્ણે ધર્યાં;
[4]મૃતપુત્ર ગુરૂનો કેશવે જઇ આણિયો નિર્ધાર છે;
તો પુત્રવીના સર્વને આ શુન્યવત્ સંસાર છે. ૧૩
સેવાય દેવી દેવ જ્યારે પુત્રની ઇચ્છા હવી;
અભિલાષ ધરતા પુત્ર માટે રંક તેવા રાજવી;
ના રાજ્યવારસ હોય તો નિસ્તેજ રાજદ્વાર છે;
[5]નવનીધનું શું કામ ના જ્યાં પુત્રનો પરિવાર છે. ૧૪
ના પુત્ર ઔરસ હોય કરવા પુત્રની વિધી કરે;
લેવાય દત્તક પુત્ર તે તો શાસ્ત્રથી સાચો ઠરે;
ઘરબાર મિલકત ભોગવે તેને સહુ અધિકાર છે;
સદ્પુત્ર છે સુખસાજ તેથી શોભતો સંસાર છે. ૧૫
પૂછે ન કોઇ વાત ઘર કે વતન ને વાડીતણી;
પૂછે ન કોઇ વાત શાણી સાધવી સોહામણી;
ના ગર્થ પૂછે કોઈ પૂછે સર્વ " શો પરિવાર છે "?
સૂપુત્ર વીના સર્વને આ શુન્યવત્ સંસાર છે. ૧૬
આ પ્રીયવસ્તૂ પામવા માબાપ મન ભૂખ્યું રહે;
આ પ્રીયવસ્તૂ પામવા વ્રત આચરે દુઃખને સહે;
લે કોઈ બાધા આખડી ભરમાય ભોળવનાર છે;
છે પુત્ર સહુને પ્રિય તે વિણ શુન્યવત્ સંસાર છે. ૧૭
કો પુત્ર માટે પ્રેત નડતર કાઢવા મૂકે [1]બળી;
કો જાય [2]રેવાતીર પૂજે પીર પરધર્મે ભળી;

૩ ગણપતિ ( ગણપતિ ઉત્પન્ન થયાની કથા ઓખાહરણમાં છે.) ૪ ગુરૂનો મરી ગયેલો પુત્ર શ્રીકૃષ્ણ પરમાત્માએ આણી આપ્યો. ૫ લક્ષ્મી અથવા સિદ્ધિ.

૧ બળીદાન. ૨ નર્મદાજી (કરનાળી ક્ષેત્રમાં જઇને

ફુલબાઇને વ્હેરાઇ ભૈરવ વીરપર આધાર છે;
છે પુત્રવિણ પરીતાપ સહુને શુન્યવત્ સંસાર છે. ૧૮
છે મંત્ર તેવા જંત્ર દોરા ચીઠ્ઠીઓ બાંધે કરે;
પૂજાય યોગી સંત સાધૂ [3]ગોરજી ધ્યાને ધરે;
સ્ત્રી કોઇ [4]ચૂકે ધર્મ [5]કામણ કોઇ તો કરનાર છે;
છે પુત્ર માટે હોંસ તે સંસારનો શ્રૃંગાર છે. ૧૯
પોસાય છે એ પુત્ર માટે [6]ગણક ને [7]ભમતાગરો;
ભુરકાય છે ભટ બ્રાહ્મણોથી ભામની તેવા નરો;
છે ભૂખ ભૂલે ભાન શાણા શેઠ ને સરદાર છે;
છે પુત્ર વસ્તુ પર્મ તે સંસારનો શ્રૃંગાર છે. ૨૦
જે પુત્ર માટે માસ નવ વ્હેછે જનેતા ભારને;
જે પુત્ર અર્થે સ્વાદ મૂકે ઊંઘ આળસ અ્હારને;
સ્હે સીતકાળે દુઃખ ભીની સેજ વારંવાર છે;
લે પુત્રની બરદાશ એવો પુત્ર ઉપર પ્યાર છે. ૨૧
લે હાથમાં માબાપ પળ પળ પુત્રને સંભાળતાં;
સુખકાર ઓસડ પાય ને બરદાશમાં દીન ગાળતાં;
ગભરાઇ આવે ધાઇ રડવા પુત્રનો ઉચ્ચાર છે;
સદ્પુત્ર આ સંસારકેરો સાર ને શ્રૃંગાર છે. ૨૨
આ પુત્રને ઉછેરવાને તારૂણી [8]તન તોડતી;
ઘરકામને અળગું કરે જીવ પુત્ર સાથે જોડતી;
ધવડાવતાં પિયુ પાણિ માગે સાફ [1]ના કે'નાર છે;

---

ભૂત પ્રેતનું નડતર કાઢવા ઓરસંગમમાં નાહીને નારાયણ-બળી કરે છે તે) ૩ છોકરાં માટે ગોરજી પાસે પણ સ્ત્રીઓ જાય છે. ૪ કોઇ પુત્રની લાલચથી પતિવ્રતાધર્મ પણ ચૂકે છે એમ સાંભળીએ છીએ. ૫ ટુચકા. ૬ જોશી. ૭ ગરોડા. ૮ ઘણી મ્હેનત કરવી તે.

૧ સ્ત્રી પોતાના બાળકને ધવાડતી હોય તે વખતે તેનો

તે પુત્રઉપર પ્રેમ છે સંસારનો શ્રૃંગાર છે. ૨૩
છે ભૂપતિને ભૂખ પ્રીતિ રંકને તેવીજ છે,
સૂતાર સોની સાળવીને પુત્ર પ્રકટ્યે રીઝ છે;
અંત્યજ ઘરે પણ થાય ઉત્સવ પુત્રપ્રેમ અપાર છે,
અભિલાષ રાખે પુત્ર અર્થે એમ વર્ણ અઢાર છે. ૨૪
આ પુત્ર અર્થે વાવરે ધન જાતપર દેવું કરી,
કો પ્રથમ ને કો પૂઠ ખરચે ધર્મપર શ્રદ્ધા ધરી;
આનંદથી મિષ્ટાન્ન આપ્યે પુત્રથી જમનાર છે,
સૂપુત્ર વીના સર્વને આ શુન્યવત્ સંસાર છે. ૨૫
કો વસ્ત લાવે બ્હારથી માબાપ આપે પુત્રને;
ના ખાય પીતા માત આપી ન્યાળતાં પ્રિય મૂખને;
દે વસ્ત્ર આભ્રણ હોંસ પૂરી પુત્રની કરનાર છે,
સદ્‌પુત્રની અભિલાષ સહુને તેજ સુખઆધાર છે. ૨૬
આ પુત્રને માટેજ રાજ્યોમાંહિ [2]ગડબડ થાય છે;
આ પુત્રને માટેજ કહીંથી પુત્રને લેવાય છે;
આ પુત્રને માટેજ કજીયા વકીલ રાજદ્વાર છે,
છે પુત્રવિણુ પરિતાપ એવિણુ શૂન્ય આ સંસાર છે. ૨૭
ઘરબારિ જે ગોસાંઇ પૂરી ભારથી ગર છે વળી,
તે પુત્ર લાવે પ્રેમ તેને પાય ને પીએ મળી;
ખાખી ચહે છે પુત્ર "ચેલો" તે તણો ઉચ્ચાર છે !
મઠ ધામમાં ગુરૂ ઘેરવીના પુત્ર તો ના સાર છે. ૨૮

---

પતિ બહારથી આવીને કે ઘરમાં બેઠો પીવાનું પાણી માગે તો સાફ=ચોખ્ખી ના કહે કે "હું છોકરાને ધવાડું છું તેથી તમે તમારે હાથે પાણી લેઇલ્યો" અર્થાત્ એટલો બાળક ઉપર પ્રેમ છે કે પોતાના સ્વામિની પણ દરકાર રાખતી નથી.

૨ કાવતરાં અથવા ગડબડ ( રાજ્ય રજૂવાડામાં ગાદીનો વારસ થવા ગમે તેનો તરત અવતરેલો પુત્ર લેઇ જે વાત પ્રસિદ્ધ છે.

ધંધો અને વ્યાપાર ખેતીપુત્ર અર્થે ચાકરી,
ઊમંગ [1]આવે કામ કરવા થાય મ્હેનત આકરી;
ઊભા રહે પગ તેજબળ ઉપકાર ને આભાર છે;
ના પુત્ર તો શ્રમ વ્યર્થ તેને શુષ્ક આ સંસાર છે. ૨૯
ઘરબાર વાડી વતન રતછત દ્રાચ્યને સંપાડવું,
ખણુખોજ કરવી નિત્યને આયુષ્ય શ્રમથી કાઢવું;
તકરાર દાવા દ્વેષ ખટપટ એક અર્થે સાર છે,
છે પુત્ર [2]જમણોહાથ તે માબાપનો આધાર છે. ૩૦
ઉપરાણું સમજી વાંક લે માબાપ તે સુત જાળવે,
શિર દૂખતાં દુખાય પોતે ઇષ્ટને તન ભાળવે;
હિત ચ્હાય છે હરનીશ કયારે [3]દોષની દરકાર છે ?
સદ્પુત્ર વિણ છે શુન્ય કીંમત [4]અંકથીજ હજાર છે. ૩૧
છે કન્યકા ત્રણ ચાર તોપણ અન્યઘર ઉજાસ છે;
માબાપ આપે ગર્થ પણ મનમાંહિ તો નિશ્વાસ છે;
છે જાત સૂધી વાત પૂઠળ બંધ થાતું દ્વાર છે !
સદ્પુત્ર વીના રંકને પણ શુન્યવત્ સંસાર છે. ૩૨
આ લોક ને પરલોકનું સુખ પુત્રથી સચવાય છે,
વધતી પડે ના વસ્ત ઘડપણ પુત્રથી પોષાય છે;
અવસાન કાળે પુત્રથી પિતુમાત પીડાહાર છે,
ગુંચાય ના તે જીવ એવો પુત્રમહિમા સાર છે. ૩૩
સંસાર માયિક તે વિષે લપટાયલા જીવો સહુ,

---

૧ હોંસ અથવા ઉલટ. ( વાવરનાર પુત્ર હોય તોજ પિતાને રળવાનો કે ભેગુ કરવાનો અથવા શ્રમ કરવાનો ઉમંગ થાય). ૨ પુત્ર તે પિતાનો જમણો હાથ કહેવાય છે. ૩ વાંકની (દીકરાનો દોષ માબાપ કયારે જીવે છે ?) ૪ એકડાથીજ હુહરની સંખ્યા થાય છે. "પૂ" નામનું નર્ક છે તેને "ત્ર"=તારનાર તે પુત્ર ( નર્કને તારનાર તે પુત્ર ).

ઉદ્ધાર કરવા છેવટે તો યોગ્યતા તનની લહું;
પૂનામ તારે નર્કપીંડે પુત્ર તે નિર્ધાર છે,
સદ્દપુત્રવીના સર્વને આ શુન્યવત્ સંસાર છે. ૩૪
જો પુર્વ[1]સંચિત પુન્ય તો સૂપુત્ર તારક પામિયે;
આ લોક પામી સૂખ. [2]વૈતરણીતણું દુઃખ વામિયે;
માગે સહૂએ પુત્ર આ ભવ અબ્ધિનો ઉતાર છે;
પુત્રેષણામાં સર્વ સુત સંસારનો શ્રૃંગાર છે. ૩૪
મ્હોટો મહીમા પુત્રનો તે નીચને પ્રીતિ ભર્યો,
ના વસ્તુ વાવરવાતણી તે પુત્રને જોઇ હર્યો;
હરખાય પાળી પુત્રને જે મેલને ધોનાર છે;
સદ્દપુત્ર વીના સર્વને મન શુન્ય આ સંસાર છે. ૩૫
પંડીત ભાષણકાર ને [3]ભજનીક પૌરાણીક છે;
છે બોલવે તો જ્ઞાન મનહર શુદ્ધ વાણી ઠીક છે;
છે પુત્ર વિણ પરિતાપ, વ્હાલો વંશનો વિસ્તાર છે;
સંસારમાં સદ્દપુત્ર વીના જન્મમાં શો સાર છે? ૩૭
છે પુત્ર વ્હાલી વસ્ત તે વિશ્રામ સાચું સ્થાન છે;
માબાપ આશા સૂર તેવું મૂખ કેરૂં પાન છે.
છે [4]ભક્ત સેવક પુત્ર તે તો પર્મ લાભ અપાર છે;
સદ્દપુત્રથી આ શોભતો સંસારનો વ્યવહાર છે. ૩૮
આચાર્ય ને ગૂસાંઇજીમાં હોય શક્તિ બોધવા;
તે પુત્ર દેખી પ્રેમ કરતા જાય વારસ શોધવા,
આ અજબ વસ્તુ આદ્ય ને આનંદને કરનાર છે;

---

૧ જો પુર્વજન્મમાં પુણ્ય કર્યું હોય તોજ સદ્દપુત્ર પામીએ. ૨. વૈતરણી નદી (એમ મનાય છે કે મરનારને વૈતરણી નદી તરવી પડે છે તે પણ સદ્દપુત્રથી તરાય છે.) ૩ ભજન કરનાર. ૪ પુત્ર હોય તે વળી ભક્ત હોય કે "સેવક" સેવા કરનાર હોય ત્યારે તો વાતજ શી!

આ પુત્ર તારો નેણુનો પિતુમાત ઉરનો હાર છે, ૩૯
સદ્દશાસ્ત્રને પૂરાણુમાં સુતવાંચ્છનાની વાત છે;
સૃષ્ટિતણા આરંભથી સહુ રત્નથી રળિયાત છે,
જગમાંહિ જેઠાભાઈ જયકર પુત્રથી પરિવાર છે;
સદ્દપુત્ર તે શોભાવતો સંસારનો શ્રૃંગાર છે. ૪૦

---

## પુત્રમરણનો ઘા કદી રૂઝતો નથી.

### પદ.

(સોરઠ)

"રૂડા દિસો છો રાજેશ્વર મંદીર આવતા રે"—એ રાહ.

[1]વડા પુત્ર મર્ણનો ઘાવ કદી ના રૂઝશે રે,—ન [2]આધિ જશે રે.વ૦ટેક.
શસ્ત્ર અસ્ત્ર વાગે તે સારૂ, ખુરાય તેનું રૂઝાય બારૂં;
મરણજખમ જે કારી મટશે ના કશે રે[3]. વડા૦ ૧
માળ થકી પડિએ ને વાગે, દેહ બચે પણ હાડે ભાગે;
ખાંપણ ખોડતણું દુઃખ આવું ના થશે રે. વડા૦ ૨
હોડ હારતાં મિલકત જાયે, લુંટાય કે પછિ લાગે લ્હાયે;
જળમાં જર ધસડાયે તોપણ ફાવશે રે. વડા૦ ૩
આળ ચઢ્યાનું દુઃખ ખમાયે, વ્યાધીનું દુઃખ પણ વેઠાયે,
રાજયદંડ પણ આફત સમજી આપશે રે. વડા૦ ૪
દુઃખ સહે અપમાન થયાનું, લઢાઈ ટટે લાભ ગયાનું;
ઋણનું દુઃખ વધારે પણ કો દી ખસે રે. વડા૦ ૫
ગામ તજી વનમાં ફળ ખાઇ, ભયમાં વસવું સારૂં સ્થાઇ;

---

૧ જેષ્ટપુત્ર (પુત્ર તો પિતાને સર્વ સમાન હોય તેથી ગમે તે પુત્ર મરણ પામે તો માબાપને દુઃખ થાય પણ મ્હોટા દીકરાના મરણથી માતપિતાને અને તેમાં પિતાને તો પોતાની બરાબરીનો આત્મજ જવાથી ઘણુંજ દુઃખ થાય છે). ૨ ચિંતા. ૩ કશાથી પણ.

પણ જીવતર દુઃખદાઈ પુત્ર [૪]મુવે હશેરે. વડા૦ ૬
પ્રિયા પડે તો ફરી ન મળવું, પુત્રમર્ણથી તે દુઃખ હળવું;
[૫]સ્ત્રી આવે પણ જેષ્ટપુત્ર ક્યાંથી વસે રે ? વડા૦ ૭
ગઇ ખેલ તે ફરી ન આવે, તેનું કરવું કોને ફાવે ?
[૬]જમણો કર ભાગ્યાથી, બળ પણ ભાગશે રે. વડા૦ ૮
સમય ફર્યે [૭]દારીદ્ર કપાયે, ક્ષુધા તૃષા અગ્ની હોલાયે;
વિયોગનો વિરહાગ્ની, સાથી બુઝશેરે ? વડા૦ ૯
ભાઇ મિત્ર સંબંધી કરતાં [૮]અતિ દુઃખ તે દિકરો મરતાં;
પુત્રશોકથી અવધી શું મન મારશેરે ? વડા૦ ૧૦

---

૪. મરવાથી. ૫ સ્ત્રી મરણ પામે તો બીજી પણ મળે અને યોગ્ય વયની મળે તો તે પુત્રવતી થાય અને ઘરસુત્ર ચલાવે એવી થાય એટલે ગયેલી સ્ત્રી વિસારે પડે પણ દીકરો ક્યાંથી મળે? મળે તો પ્રથમનીનો ન્હાનો કે બીજીનો ન્હાનો મળે પણ પિતાનો ભાર ઉપાડી લેઇ વિરામ આપનાર પુત્ર ક્યાંથી મળે ? નજ મળે. ૬ પુત્ર તે પિતાનો જમણો હાથ કહેવાય છે જેમ જમણો હાથ ભાગે અથવા ખોડ આવે કે જૂઠો થાય=બળ વગરનો થાય અને ભારે ભીડ પડે તેમ જમણો હાથ=પુત્ર મરણ પામવાથી પિતાનું સંસારસુખ જુઠું પડે અથવા નિર્બળ થાય એ નિઃસંદેહ વાત છે. ૭. દીન અવસ્થા અથવા ખાવાપીવાના સાંશા પડતા હોય એવી સ્થીતિ પણ અવદશાના દિવસો જતાં ફરે અને સારી સ્થીતિ થાય. વળી ભૂખ તૃષા પણ હોલવાય. પરંતુ વિયોગનો સદાનો વિરહાગ્નિ હોલાતો નથી એટલે મરણથી અંતઃકરણ સળગેલુંજ રહે છે ઇત્યાદી ભાવ છે. ૮ ઘણુંજ દુઃખ તેને અતિ દુઃખ કહેવાય અને "અતિ" થી છેડો આવી રહે છે, કવિ શામળભટે પણ પુત્રમરણને મહા દુઃખમાં ગણ્યું છે અને તે યથાર્થ છે એ દુઃખની વાત અનુભવીદુઃખી વધારે જાણે છે કે પારકું દુઃખ જોઇ દાઝનાર દયાળુ જાણે છે બીજાને આ વિવેચન ટીકા કરવારૂપ

હોય એક ને જેનો જાયે, તેને રહે સદાની [9]હાયે !
[10]દૈવ દંડ વિણુવાંકે નૃપતિ દંડશેરે. વડા૦ ૧૧
પુત્રમરણથી જાય કમાણી, ઉમેદ સહુ થાયે ધુળધાણી;
મિલકત વધતી પડશે, ક્યાં [11]ખપ લાગશેરે ? વડા૦ ૧૨
સાર સર્વ સંસારસુખોનો, ભોગવહારી [12]પુત્ર વગોનો;
[13]નર્ક થકી તારીને સ્વર્ગ બતાવશેરે. વડા૦ ૧૩
વીસ પચીસે દેહ તજ્યાથી, પીતુ થાય દુખિયો પીડાથી;
જેષ્ટભાઇ કે' બોધ કર્યો કયમ રૂચશે રે ? વડા૦ ૧૪

---

## * ટ્રામના ઝઘડાની સલાહશાંતિ.

### પદ.

( કલ્યાણ ).

"શ્રી જગત્પતિ, પ્રભુ આપ સન્મતિ"—એ રાહ.

દૈવની ગતિ ગહન છે અતિ, ટ્રામની હતી લઢાઇ તે ગઇ પતી. ટેક.

---

થઇ પડે. ૯ કલેશ કરવાનું અથવા રડવાનું કે પોકાર કરવાનું હમેશાં રહે. ૧૦ જેને એકનો એક પુત્ર હોય તે મરે ત્યારે દૈવનો દંડ તો થયો હોય પણ વિના વાંકે નૃપતિનો દંડ પણ થાય છે તે એ રીતે કે કેટલાંક રાજ્યમાં આવે સમયે પુત્રનો પિતા આરોગ્ય છતાં તેને મળતા હકો (વર્ષાસન અથવા વતન કે ગામ ગિરાસ અથવા અમીન સુખડી કે બીજો વંશપરંપરાથી ચાલતો આવેલો હક અને ગામ ઇનામમાં ચાલતું આવતું હોય તો તે ગામ કે પોતાનો ભાગ જે હોય તે) સરકાર ખાલસા કરે છે. આતો પડતાઉપર પાટું અને દાઝ્યાઉપર ડામ દીધા જેવું કહેવાય ! આવું નિર્દયતાનું કામ થાય ત્યારે યમ જેને જમ કરે છે તેના માર કરતાં પણ વાંક વિના રાજ્યનો માર જબરો કહેવાય. આવે સમયે પિતાને કેટલું દુઃખ ? ૧૧ ગમે તેને. ૧૨ વ્યવસ્થા કરી હોય તેનો. ૧૩ પુત્ર નર્કથી તારે છે એમ શાસ્ત્ર કહે છે.

* ટ્રામવેના સંબંધમાં ઉઠેલો ઝઘડો પત્યાથી થયેલી

ઝગડો જાગ્યો સહજવાતમાં, પડિ જ્યારે હડતાલ !
ત્રણદિન ક્યારે [1]ગાડી માટે ભાખેલું ભૂપાલ ? દૈવ૦ ૧
વ્યાપારી પરદેશી જન ને નહિં હીંદૂની જાત;
તોપણ તેણે ભક્તિ જણવી, એ નહિં ન્હાની વાત ! દૈવ૦ ૨
એક દિવસ ના ટ્રામ ચલાવી, વેઠીને નુકશાન;
વધૂ કરત તો ગાડીવીના પ્રજા થાત હેરાન. દૈવ૦ ૩
પ્રજાભાગ્યમાં હસે લખેલી કરવાની પગદોડ;
એક વાતમાં સઘળા બેઠા, કરવા દીધી હોડ. દૈવ૦ ૪
હોડમાંહિ પણ હિંમત ન રહી ચાલી ચરચાપૂર;
ટ્રામકંપની ખોટ ખમી બહુ પ્હોચી વાત હજૂર. દૈવ૦ ૫
અધિકારીઓ ઉભય પક્ષની મટવાને તકરાર;
વાત કરી [3]કરમાલી સાથે, મ્હાજન સાથે સાર. દૈવ૦ ૬
પ્રભુપ્રેરણા સહુને કીધી, નિર્મળ કીધાં ચિત્ત;
ભલું થજો પંચાતી કેરૂં, જેણે તાક્યું હિત દૈવ૦ ૭
પ્હેલી અકટોબરની રાતે હરીભક્તિને ઘેર;
કરમાલીએ મન સંતોષ્યું, પૂછી સઘળી પેર. દૈવ૦ ૮
કરી પાન સોપારી ઉઠ્યા, શાંત્તિ થઇ સલાહ;
ટ્રામવિષે મ્હાજન જઇ બેઠા જેષ્ટભાઇ કહિ વાહ. દૈવ૦ ૯

---

શાંતિનું "સલાહશાંતિ" નું પદ. ૧ ત્રણ દિવસ ટ્રામ બંધ રાખવા હજુરે ક્યારે જણાવ્યું હતું ? ૨ સરત (શેહેરના ભાડુતી ગાડીવાળાએ રસાકસી કરી ટ્રામબરાબર ભાડાનો દર ઠરાવ્યો ઇત્યાદી.) ૩ સત્તાધીશે કરમાલીને અને મહાજનના શેઠને કહ્યાનું જાણ્યું છે. ૪ કરમાલીએ કરેલી ફરીયાદ ખેંચી લેવા અને ટ્રામમાં ઢેડ ભંગીને ન બેસાડવાનું કહી સંતોષ ૫માડ્યાથી પાન સોપારી થયાં વગેરે.

# દુઃખીએ પ્રભુનો પાડ માનવા વિષે.

## પદ.

(પહાડી–કલ્યાણ.)

"મ્હારા તનમાં મનમાં ભર્યો છે હર્યો છે"—એ રાહ.

પડ્યો દુઃખમાં [1]સુખમાં રે'જે ને [2]સ્હેજે પાડ પ્રભુનો માની. ટેક.
દુઃખ પડ્યા થકી લાભ પમાશે, સંકટ [3]કરશે જ્ઞાની. પ૦ ૧

**સાખી.**

સંકટ આવ્યે સૂઝશે, સૂખતણા ઉપાય;
મનમાં ધીરજ આવશે, કઠણ થશે [4]વળિ કાય,
ત્હારી[5]ન્યાતમાં જાતમાં ભ્રાતમાં સાથમાં ઇચ્છા થશે ફરવાની. પ૦ ૨

---

૧ સંતોષ રાખીને સુખમાં રહેજે ("દુઃખ આવી પડ્યું હોય તે સુખમાં શી રીતે રહે" એમ કોઇ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર એજ કે દુઃખને ધૈર્ય અને સંતોષથી સુખ જેવું માને અથવા દુઃખને લેખામાં ન ગણતાં મનને સ્વાધીન રાખીને રહે એ જ્ઞાની અને ડાહ્યા પુરૂષની રીત અને લક્ષણ છે. ૨. દુઃખ અથવા સુખ જે આવે તે સહન કરજે તેમાં "સ્હેજે" એ શબ્દ દુઃખને માટે મુક્યો છે. ૩ સંકટ અથવા દુઃખજ પુરૂષ અથવા સ્રીને જ્ઞાની કરશે અથવા અનુભવ મેળવાવીને ડાહ્યો અને સહન શક્તિવાળો કરશે એ નિઃસંદેહ વાત છે. ૪ દુઃખ પામ્યાથી શરીર પણ કઠણ થશે એટલે હરેક જાતની પીડા અથવા હરકત વેઠીને શરીર સુદૃઢ થશે. (નળ દમયંતી–રામ–સીતા લક્ષ્મણ અને પાંડવ આદી સંકટ સહન કરેલાં મનુષ્યોએ શરીરને પણ સુદૃઢ કીધું હતું અથવા સર્વ જાતની પ્રતિકુળતા વેઠીને સુદૃઢ થયું હતું ઇત્યાદી ભાવાર્થ છે. ૫ સુખ અને ભોગવિલાસના દિવસોમાં અથવા ચડતીના સમયમાં ન્યાતજાત કે ભાઇ કુટુંબીને ઘેર અથવા મંડળ કે

**સાખી.**

દુઃખ પડવાથી આવશે [6]પરદુઃખ કેરૂં ભાન;
દયા આવશે દીલમાં,, [7]ઊતરશે અભિમાન.
પરહીતમાં પ્રીતમાં નિત્યે સુરીતમાં ટેવ થશે તુજ [8]દાની.

**સાખી.** ૫૦ ૩

જશે કપટ ને ક્રુરતા, દેહ [9]ઉપરનો મોહ;
લોભ ક્રોધ અળગાં થશે, કદી ન થાશે [10]દ્રોહ.
પછી કર્મનું ધર્મનું પાપનું પુન્યનું ભાન થશે થતાં [11]હાની.

**સાખી.** ૫૦ ૪

સુખમાં [12]સોની સાંભરે, વૈભવ [13]વામા [14]કામ;
એ સુખ કરતાં દુઃખ ભલું, જપાય જેથી રામ.
જુઓધીરજદૃઢતા[15]સંકટવાણીભક્તિ નૃસિંહ મ્હેતાની !૫૦ ૫

---

સમાજમાં જતો નહીં હોય તે દુઃખ પડ્યા પછી દીનતા આવ્યે સર્વને સમાન ગણીને અથવા પોતાનો સમય જવાને માટે આવતો જતો હશે. ૬ પોતે જ્યારે દુઃખી થાય છે ત્યારે પારકાના દુઃખનું તેને ભાન થાય છે એ વાત જગતપ્રસિદ્ધ અને સર્વ કોઇએ સ્વિકારેલી છે. ૭ પોતાના સુખનો અને વૈભવનો કેટલાક પુરૂષોને કે સ્ત્રીઓને ગર્વ હોય છે તે પણ સંકટ આવી પડ્યાથી જશે એટલે તે જીવ નિરાભીમાની પણ થશે. ૮ દાનાઇવાળી. ૯ આ દેહઉપર સર્વ કોઇને પ્રીતિ અથવા-મોહ છે પણ પરમદુઃખ આવી પડે છે ત્યારે દેહ પણ અપ્રિય લાગે છે ને એને સુશોભિત રાખવાનું કે સાચવણી કરવાનું ભાન પણ રહેતું નથી તેમ મન પણ થતું નથી અર્થાત્ દુઃખમાં શરીરનો મોહ પણ જશે એ એક રીતે લાભજ છે. ૧૦ નરમાશ આવવાથી કોઇ સાથે કલેશ કે વિષાદ પણ થશે નહીં. ૧૧ ઘણું નુકશાન (દુઃખ આવે છે ત્યારે કર્મ ધર્મ અને પાપ પુણ્યનું ભાન પણ થાયછે ૧૨ આભુષણ ઘડાવવા માટે. ૧૩ સ્ત્રી. ૧૪ કાર્ય અથવા વિષયસુખ. ૧૫ નૃસિંહમ્હેતાની સ્ત્રી મર્ણ

## સાખી.

જન્મ થકી જીવ્યા સુધી, આવે દુઃખ અનેક;
જો સમજે તો લાભ છે, નહિં સુખ સારૂં છેક.

દુઃખ દામનું કામનું ભામનું[16] નામનું આપદ પુત્રમુવાની.૫૦ ૬

## સાખી.

પુત્રશોક પણ ભક્તને આપે દુઃખ ન લેશ;
જ્ઞાને ભજી ગોવિંદને, માને સંકટ એશ.

કાળઆધિન એકદિન સર્વને થાવું આતોજુવાની જવાની.૫૦ ૭

## સાખી.

જે ઘડીએ આવી પડે, અણધાર્યું શિર દુઃખ;
ઇચ્છા હરિની માનીને, બિગાડવું નહિ [17]મૂખ.

કહે જેઠમ[18]વિરમ આવ્યું સહુ ખમ પુર્વકૃતિ ફળમાની.૫૦ ૮

---

# દુઃખકારક પ્રીતિને વશ ન થવાવિષે.

## પદ.

" કોઇ દૂધ લ્યો દિલરંગી " એ રાહ.

જોઇ દુઃખકારક પ્રીતિ, ચાલો ચેતી જાણી [1]વીતી. જોઇ૦ ટેક.
પ્રીતનિશો ચિત્ત ફેરવે, પ્રીત હરે છે શુદ્ધ;
પ્રીત નેમ રાખે નહીં, પ્રીત બગાડે બુદ્ધ રે. જોઇ૦ ૧
પતંગ પ્રેમી દીપનો વળિ વળિ પાસે જાય;
[2]જાત મરે ન્યાળે છતાં, પ્રીતે બાળે કાય રે જોઇ૦ ૨

---

પામી ત્યારે તે બોલ્યાકે "ભલું થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રીગોપાળ" તે પ્રસિદ્ધ. ૧૬ નહીં જેવું. (દ્રારિદ્રતાનું કાર્ય બગડ્યાનું અને સ્ત્રીનું દુઃખ પુત્રશોક આગળ નહીંવત્ છે.) ૧૭ ગાળ દેવી તે. (કેટલાક દુઃખ પડવાથી પ્રભુને ગાળ દેછે નેમ ન કરવું) ૧૮ વિરામ પામ.

૧ વિપત્તિ આવી અથવા વેઠી. ૨ બીજાં પતંગિયાં દીવામાં

મધુકર કોરે કાષ્ટને, તજે પદ્મમાં પ્રાણ;
પ્રીત કરતાં મેળવે, જીવસટાનું લ્હાણુ રે જોઇ૦ ૩
મૃગ [3]ગાયનપ્રીતે મરે, મોહે ભૂલે ભાન;
વિષધર સુણીને વાંસળી [4]પરવશ થાય નિદાન રે. જોઇ૦ ૪
મદઝરતા માતંગ તે હાથણિથી મકલાય;
પ્રીત પ્રપંચ [5]ન પારખે, સ્નેહથકી સપડાય રે. જોઇ૦ ૫
પરનારી પરપુરૂષ જે, કરે પરસ્પર પ્રીત;
વિયોગથી ઝૂરે મરે, કે દુઃખ થાય ખચીતરે, જોઇ૦ ૬
પ્રીત તજાવે ધર્મને, વણસાડે શુભ કાજ;
માયા માર ખવાડતી, લે લાખેણી લાજરે. જોઇ૦ ૭
પ્રીત દુઃખનું મૂળ છે, તિમિર ભર્યો છે કૂપ;
જન્મ વૃથા પ્રીતિ કરે, હરે જ્ઞાન બળ રૂપ રે. જોઇ૦ ૮
કુટુંબ નારી મિત્ર સુત, તે પરનો બહુ ભાવ;
કલેશ કરાવે કોઇ દીન, પડે મરણનો ઘાવ રે. જોઇ૦ ૯
માટે માયા મૂકજે, કરજે પ્રભુની પ્રીત;
જેષ્ટભાઇ જય પામશે, મળશે ત્રિગુણાતીત રે. જોઇ૦ ૧૦

---

## અવતરેછે તેજ મરે છે.

### પદ.

"જે કોઇ પ્રેમઅંશ અવતરે" એ રાહ.

અહીં અવતરે [1]અવધથી મરે, મરે તે પાછું જગ અવતરે—ટેક.

---

ઝંપલાઇને અથવા દીવાની ઝાળથી મરણ પામે છે તે જોયા છતાં પતંગ એજ રીતે બળીમરે છે. ૩ ગાયનની પ્રીતથી એટલે તેનાપર મોહિત થવાથી. ૪ વાંસળીથી મોહીત કરી વાદી પકડીને દાંત પાડી નાંખે છે. ત્યારપછી તેને હમેશ રળીખાવા પાસે રાખે છે. ૫ હાથી પકડવાની યુક્તિને જાણતો નથી ને બનાવટી હાથણીથી ખાડામાં પડે છે.

૧ અવધી આવી રહેવાથી (આયુષ્ય ખૂટવાથી).

[2]રેંટમાળમાં ઘટ ગોઠવણી, સહુ કારીગર કરે;
કાર્ય થવા ઘટ જાય કુવામાં, કાર્ય કરી નીસરે. અ૦ ૧
ભરાય ને ઠલવાય આવિને પાછો જઇ જળ ભરે;
એક પછી બીજાનો વારો ચઢ ઉતર તે કરે. અ૦ ૨
ભાગેલો ઘટ જાય નકામો અન્યં આવિને ઠરે;
એજ [3]કુવાનું જળ એ ઘટમાં કાઢયું ના ઓસરે.[4] અ૦ ૩
જળ માંહેતું ને બાહારતું એકરૂપથી વરે;
હર્ષ શોક ના તેને થાયે, મનમાં સરખું ધરે. અ૦ ૪
તરંગ જળના જળથી થાયે જળમાં હાલે ફરે;
શમીજાય છે જળની માંહી કોણ જોઇને ડરે? અ૦ ૫
જળબુદબુદ જળમાંથી નિપજે, જળની માંહી મરે;
થાય જાય એ કુદરતચેષ્ટા જોતાં મનને હરે. અ૦ ૬
હેમતણાં આભૂષણ સરવે હળવાં ભારે [5]દરે;
ઘાટ ઘડાયા એક [6]જાતથી ગાળ્યે હિમ ઉતરે. અ૦ ૭
મૃતિકાના બહુ ઘાટ નીપજે, નામ જુજવાં ઠરે;
કુંભકાર નીમા સળગાવે તેની યુક્તિ ખરે. અ૦ ૮
જુએ ઉઘાડી નિરખે [1]અર્ધું જે નિકળ્યાં વાપરે,

---

૨ કુવામાંથી પાણી કાઢવા માટે ઠોચકાંનો રેંટ મેવાડ તરફ વિશેષ હોય છે તેવો. ૩ જે કુવામાંથી પાણી કાઢ્યું હોય તેમાંજ ભાગેલાં ઠોચકાંનું પાણી જાય છે અથવા છલકાઇને કે ઠોચકાં ઉંધાં વળીને પણ પાણી કુવામાંજ જાય છે તેમ જીવો પણ ઇશ્વરના છે તે તેમાંજ જાય છે ને તેમાંથી નીકળે છે ઇત્યાદી ) ૪ ખુટે નહીં. ૫ કીંમતમાં. ૬ એક જાતમાંથી=સોનામાંથી ( સોનાની લગડીમાંથી ગમે તેટલા દાગીના કરી નામ જૂજવાં આપીએ:પણ ભાગીને ગાળીએ તો સોનુંજ રહે.

૧ નીમે. (કુંભાર-ઘડા વગેરે માટીનાં વાસણ પકવવાને સારું નીમા=ભાઠી સળગાવે છે તેમાંથી વાસણ કાઢે છે ત્યારે

પકવઠીકરી દિસે નકામી અવધ કરી ઇશ્વરે. અ૦ ૯
સમય આવતાં મૃતિકા થાયે નિયમ ઘડ્યો છે નરે;
સુખ દુઃખની ઘટમાળ ગણી લ્યો, [૨]જમે રકમ ઉધરે. અ૦ ૧૦
નિયમ નિયંતાના નહીં ફરશે ધાર્યું હરિ કે હરે.
જેષ્ટભાઇ કે કોટી ઉપાયે જાતું નહીં ઉગરે. અ૦ ૧૧

---

# * ભાવી મિથ્યા થતું નથી.

## પદ.

"મુજે ઇશ્ક પરીને મારા મુજે છોડ ચલા બંઝારા"—એ રાહ.
કોઇ નિર્મ્યું શકે ન ફીટાવી ! નવ ભૂલે કદી પણ ભાવી. ટેક.
ઇચ્છે નિજહિત નર ને નારી, શ્રમ યુક્તિ કરે છે ભારી રે;
દે છે ભાવી હોંસ હરાવી. નવ૦ ૧
મુવો શ્રવણ ભરતાં પાણી, પડ્યાં માત પિતા દુઃખ જાણી રે,
કોઇ શક્યું ન મોત હઠાવી. નવ૦ ૨
રામરાજ્યની થઈ તૈયારી, વન વસવું પડ્યું ખોઇ નારી રે;
શક્યું કોણ પિતાને બચાવી ? નવ૦ ૩
કાઢ્યાં જાનકીને વન રામે, ભારિ ભોગવિયું દુઃખ ભામે રે.
દીધાં ધરણીમાંહિ સમાવી. નવ૦ ૪
રાખી પાંડવે રાજની આશા, પણ અવળા પડિયા પાસા રે;
સભામાંહી સતિને મગાવી. નવ૦ ૫
હતા કૃષ્ણ સરીખા સાથી, ટળ્યું દુઃખ ન પાંડવનાથી રે;
વેળા દુર્યોધનની આવી. નવ૦ ૬

---

બધાંયે સાજાં નીકળતાં નથી પણ કેટલાંક ભાગલાં ને કેટલાંક સાજાં નીકળે છે તથાપિ કુંભાર રડવા બેસતો નથી. પણ જાણે છેકે અડધાં ભાગે પણ ખરાં, તેમ સંતાન પણ સઘળાં ઉછરતાં નથી તેમાંથી કોઇ મરે પણ છે એવો ભાવ છે.

૨ જમે ઉધાર રકમની પેઠે જીવ અવતરે છે ને મરે છે.

* બનવાનું તે મીથ્યા થતુ નથી.

હરીશ્ચંદ્ર અને સુત તારા, આવ્યા દિવસ દુઃખ દેનારારે;
સૂખ વૈભવ દીધા તજાવી. નવ૦ ૭
પામ્યાં વિપત્તિ નળદમયંતી, ભમી વનમાં [1]ભાયગવંતીરે;
રહ્યાં પરવશ રૂપ [2]પલટાવી. નવ૦ ૮
તજ્યો ભર્તૃહરીએ ભાઇ, તજી રાજ્યપ્રિયાની સગાઇરે;
લીધો ભેખ અલેક જગાવી. નવ૦ ૯
મૂક્યો વૈભવ ગોપીચંદે, ઝાલી ઝોળીને આનંદેરે;
એવો લાવ્યો લેખ લખાવી. નવ૦ ૧૦
હતો પરિક્ષિત ધર્મી પ્રતાપી, ક્યાંથી બુદ્ધિ મળેલી [3]પાપીરે;
દીન સાતમાં દેહ પડાવી. નવ૦ ૧૧
કીધા રાવણે સૂખઉપાયો, સેવી શંકર રણમાં ધાયોરે;
પડ્યો લંકા બાધિ લુંટાવી. નવ૦ ૧૨
પૃથીરાજ થયો વશ જીતી તેની ભારતે જાણી વીતીરે;
મુઓ ચંદ હણી ને હણાવી. નવ૦ ૧૩
જુઓ કરણે કૃતિ શી કીધી, મતિ ભાવીએ ફેરવી દીધીરે;
દેહ વનવગડે રઝળાવી. નવ૦ ૧૪
બાજીરાવે કર્યું બળ ભારે, ચાલી યુક્તિ ન કાંઇ લગારેરે;
પેશવાઇ કરે ઓળાવી. નવ૦ ૧૫
આવ્યા દીવસ પડતી જ્યારે, ફાવ્યા મલ્હારરાવ ના ત્યારેરે;
કીધી મ્હેનત મજરે ના'વી. નવ૦ ૧૬
જુઓ લજપતરાયની રીતી, આવી માથે અચાનક બીતીરે;

---

૧ ભાગ્યશાળી. (દમયંતી નળની સ્ત્રી ભાગ્યશાળી હતી તોપણ ભાવીને લીધે તેને વનમાં ભમવું પડયું ) ૨ રૂપ સંતાડીને ( નળ બાહૂક થઇને ઘોડા ફેરવવા રહ્યો હતો ને ( દમયંતી દાસી થઇને રહી હતી તે કથા નળાખ્યાનમાં છે. ) ૩ દુષ્ટબુદ્ધિ (મંનમાં રૂષીના કંઠમાં મરેલો સર્પ પ્હેરાવ્યો હતો તે કથા ભાગવતમાં છે.)

નથી તિલક શકતા ફાવી. નવ૦ ૧૭
કોઇ દીન દશાને જીવા, જાયે ભણુવા કોઇ કમાવારે;
તેની [1]દેશભુમી ન બતાવી. નવ૦ ૧૮
કરી હાકમી [2]ભાઉદીવાને, જેને ન્હોતું ભણ્યાનું જ્ઞાનેરે;
પાડ્યો દોહ્યલે દીન કઢાવી. નવ૦ ૧૯
નથી દુઃખની ઇચ્છા કોને, સુઝે યુક્તિ અને શ્રમ સૌનેરે;
ફળ આપે છે કોણુ અપાવી? નવ૦ ૨૦
સુણુી શાહ [3]શીકંદર વાતે, કીધા જીવવા ઉપાયો જાતેરે;
તેણે રતછત સહુને બતાવી. નવ૦ ૨૧
વળી કૈસરેહીંદ મ્હારાણી, કશીવાતે ન ખામી જાણીરે;
ગયાં તે પણુ વૈદ મથાવી. નવ૦ ૨૨
ભાવી છત્રપતિને ન છોડે, આવી તાશીર પળમાં તોડેરે;
ભાવી રંકને દે છે સોહાવી. નવ૦ ૨૩
માગ્યાવિના વિપત્તિ આવે આવે સુખ વગર બોલાવ્યેરે;
ભાવી દે છે બચાવી ફસાવી. નવ૦ ૨૪
નથી રે'તી દ્રઢતા મનમાં, નથી રે'તી સ્ત્રીને સ્વજનમાંરે;
માટે શ્રમ કરવો બળ લાવી. નવ૦ ૨૫

---

૧ દેશભુમી અથવા જન્મભુમી. (હોંસથી વિદેશ વિદ્યાભ્યાસ કરવા કેટલાક ગયેલા તેમને પોતાને ઘેર પાછા પણુ ન લાવતાં ભાવીકાળે ત્યાંજ પાડયા). ૨ શ્રીમંત કૈલાસવાસી ખંડેરાવ ગાયકવાડના દીવાન ભાઉસિંધે. (ભાઉસિંધેને શ્રીમંત મલ્હારરાવે કેદમાં નાખી રીબાવીને માર્યાનું લોકો કહે છે, ૩ મહાન શીકંદરે જીવવાને ઘણા ઉપાય કર્યા પણુ એને લાગ્યું કે હવે દેહ પડશે ત્યારે પોતાના વજીરને કહ્યું કે મારા મરણુ પછી મ્હારા શબને ધામધુમથી કાઢી તેની આગળ–વૈદ્યો–વકીલો–મુત્સદીઓ, ખજાનો અને સર્વ કાંઇ જે રાજ્યમાં છે તે સઘળું કાઢજે અર્થાત્ લોકો જાણે!

એમે જનઅપવાદ ન આવે, કીધે પરજનને પોસાવેરે;
માટે કરવો ઉમંગ વસાવી. નવ૦ ૨૬
નથી હાથમાં લાભ ને હાની, એના કર્તા પ્રભુને માનીરે;
રે'વું રાજી કાળ વટાવી. નવ૦ ૨૭
આ છે શીક્ષા અનુભવકેરી, પ્રીતે ગ્રહણ કરો નર મેરીરે;
રચી જેઠમ ટુક અટ્ટાવી. નવ. ૨૮

---

## નામ ધર્યું તેનો નાશ છે.

### પદ.

'સુંની સુંની સાવરિયા છેલ રે,તોરી બંસી મધુરસુર બાજી'—એ રાહ.
જેણે નામ ધર્યું તેનો નાશ રે, એ નિયમ કિધો કિરતારે. જેણે૦ ટેક.
સૃષ્ટિ કરીને [1]સંકેલે છે જયમ ઇચ્છા અવકાશ રે. એ૦ ૧
કઇ પ્રકટાવે કઇને [2]સૂવાડે, કોઇ હસે કો ઉદાશરે. એ૦ ૨
નિર્મે અવધી સહુની સૃષ્ટા, સમયે નહીં [3]આભાસ રે. એ૦ ૩
સુરસનકાદિક યોગી મુનીયો સૂતા લઇને આશ રે. એ૦ ૪
બ્રહ્મા સરખા ભૂમાં ભળશે, નહીં રહે ઇંદ્ર ઉલ્લાસ રે. એ૦ ૫
દિલિપ રઘુ ને કયાં છે ભગીરથ, પ્રથુ પ્રતાપી ખાસ રે. એ૦ ૬
રામ સરીખા રહ્યા ન જગમાં, કીધી કીર્તિ પ્રકાશ રે. એ૦ ૭
પાંડવ સરખા પડિયા પ્રતાપી, રહ્યો નહીં અહીં વાસ રે. એ૦ ૮
ભિષ્મપિતામહ જ્ઞાની યોગી તેણે સમેટ્યો [4]શ્વાસ રે. એ૦ ૯

---

૧ સમેટવું અથવા પાછું તાણી લેવું. (પ્રભુ સૃષ્ટિનો વિસ્તાર કરીને જેમ કરોળિયો પોતાની જાળ પાછી સમેટી લે છે તેમ પરમાત્મા પણ સંકેલી લે છે? ૨ મારે છે. ૩ દેખાવ. (સમય આવે ત્યારે તે જીવને ઉપાડી લે છે કે તેનો આભાસ પણ જણાતો નથી એ ભાવાર્થ છે.) ૪ શ્વાસને ખેંચી દેહ મુક્યો.

ચક્રવરતિઓ સુતા ચિતામાં, ન રહ્યું તન વધુ માસ રે. એ૦ ૧૦
અચિનપુરની નથી નિશાની, ગામે ઉગે છે ઘાસ રે. એ૦ ૧૧
સ્થાવર સ્થળની ભાળ જડે નહિ, ન મળે મ્હેલ વિલાસ રે. એ૦ ૧૨
પંડિત કવિ ને વૈદ્ય રહ્યા નહિં, ભક્ત ગયા પ્રભુ પાસ રે. એ૦ ૧૩
સુતા શ્રીમંતો જાદુ જંત્રી, કરી ઉરની બરદાશ રે. એ૦ ૧૪
શાહ શિકંદર શોકથી સૂતો, ન હતી કંઇ કચ્ચાશ રે. એ૦ ૧૫
કેશરેહીં દે કાયા તજી છે, [૫]સાધન પામ્યાં નાશ રે. એ૦ ૧૬
એક દિવસ તો અધરો સહુને, જેઠમ કીર્તિ પ્રકાશ રે. એ૦ ૧૭

---

## મનને ઠપકો.

### પદ.

( સોરઠ. )

રે ! મનવા શિદ શોક કરે છે ? ક્યાંગત વસ્તું ત્હારી રે ! મ૦ ટેક.
ત્હારી હતી તો કેમ ગઇ તે ? [૧]ગઇ ક્યાં દુઃખ ધરે છે રે ? મ૦ ૧
અરસપરસની પ્રીતિ હતી તો તુજને કયમ વિસરે છે રે ! મ૦ ૨
જો તુજ પ્રેમ વધારે પ્રિયપર, તું અહીં શીદ ઠરે છે રે ? મ૦ ૩
સ્નેહ કરીને જે તરછોડે, તેને શીદ સ્મરે છે રે ? મ૦ ૪
શરમ ન રાખે દાઝ ન આણે, તું શિદ ગુણ ઉચ્ચરે છે રે ! મ૦ ૫
આ જગ માયા જાણિ નજીવી,[૨] તેનો થઇ શું ફરે છે રે ? મ૦ ૬
દેહ સમેટી જાણ્યું તુજને તે ક્યાં મન ઉત્તરે છે રે ? મ૦ ૭
ગત વસ્તુ તે શિક્ષક ત્હારી, સમજું કલેશ હરે છે રે. મ૦ ૮
મરવું સહુને અવતરવું છે ભેટ[૩] ન થાય મરે છે રે. મ૦ ૯
જેઠાભાઇ છે આવું તો શિદ નયને નીર ભરે છે રે ? મ૦ ૧૦

---

૫ સાધન કામે ન લાગ્યાં.

૧ જે વસ્તુ ગઈ તે ક્યારે દુઃખ માને છે અથવા ક્યારે પિડાય છે ! (અર્થાત્ મરનાર ક્યારે પાછળનાનું દુઃખ મનમાં લે છે) ૨ માલવિનાની (જગતને માલવિનાનું જાણ્યા છતાં પણ તેનો થઇને કેમ ફરે છે !) ૩ મેળાપ ( ગમે તેટલો

## પદ. ૨.

### ( મલ્હાર. )

" ઝૂક આઇરિ બદરવા રૂતુ શ્રાવનકી "—એ રાહ.

મ્હારૂં મ્હારૂં રે કહીને શીદ મોહ ધરે ?
મોહ ધરે શિદ પ્રેમ ધરે ! મ્હારૂ૦ ટેક.
પ્રેમ ધરી જેને કહે મ્હારૂં, જો કદી હોય નિરંતર ત્હારૂં;
ત્હારી રજા વિણ કેમ [૪]સરે ? મ્હારૂ૦ ૧
રે ! મનવા તું જોનિ વિચારી, વસ્તુ ગણે છે જે તું ત્હારી;
તે કયમ તુજ અપમાન કરે ? મ્હારૂ૦ ૨
પ્રિય ગણું તે નહિ તુજ સંગી, તું પણ તેવો થાય [૧]તુરંગી;
વ્હાલ તજી વ્હેલો [૨]વિચરે. મ્હારૂં૦ ૩
અહિં તનવ્યાધી કો નથિ લેતું, પાપ પુણ્ય ફળ લેતું ન દેતું;
એ સાથે કહીં ઠામ [૩]ઠરે ? મ્હારૂં૦ ૪
નયન મિચાતાં શરમ ન ત્હારી, ભેટ પરસ્પરની પરવારી;
એ મનમાં કયમ ના ઉતરે ? મ્હારૂં૦ ૫
આ ભવમાં દુઃખકારક મ્હારૂં, તે કહિએ નવ [૪]અહિંતહિં સારૂં,
શિદ મમતે શિર ફૂટિ મરે ? મ્હારૂં૦ ૬
સાર નથી તે સાર ગણે શિદ પ્યાર ધરે ચળવસ્તુ પરે શિદ ?

---

કલેશ કરો પણ મરનારનો મેળાપ કદી પણ થતો નથી ) ૪ જતુ રહે (ત્હારી રજાવિના મરનાર કેમ ચાલ્યું જાય છે.)

૧ મનધાર્યું કરનારો અથવા મનસ્વીપણે ચાલનારો. ૨ જતો રહે=મરીજાય. ( તું પણ એવો મનસ્વીપણે ચાલનાર છે કે ત્હારા સંગીને પણ છોડીને તું જતો રહે છે ને તે વળી તેના પહેલાં જાય છે ત્યારે એક બીજાનો શોક શામાટે કરવો ? ) ૩ ઠેકાણે અથવા સ્થાનકે ( જે જાય છે તે એકજ ઠામે ભેગાં ક્યારે થાય છે ? ૪ આ લોકે અને પરલોકે.

માનવ જન્મ શું વ્યર્થ કરે ? મ્હારૂં૦ ૭

મૃગજળથી નહિં તરસ છિપાશે, જેઠમ કયમ રે' જાય સુખ આશે?

કાળ થકી કયમ તું ન ડરે ? મ્હારૂં૦ ૮

---

## જગતમાં આપણું શું છે ?

### પદ.

( ઠુમરી–ભૈરવી )

" જમનાત્રટ બંસી બાજ રહી " એ રાહ.

કહેકોણુ જગતમાં છે ત્હારૂં (૨) ⁵મ્હારૂં નથિ નથિ કોઇતણું ક૦ ટેક.
ધન તન દારાભાઇ કુટુંબી મિથ્યા શિદ કે'છે મ્હારૂં ? ક૦ ૧
નથિ કોઇ ત્હારૂં મિત્ર સંબંધી, પરમ હિતેચ્છુ કે પ્યારૂં. ક૦ ૨
સ્વારથનાં સહુ સંગી અહીં છે, સુખ મળવા ઉચરે સારૂં. ક૦ ૩
મૂકી જવાનું આપણે સહુને, કાંતો તે તજશે વારૂ. ક૦ ૪
વૈભવ વસ્તુ વિખરાઇ જાશે, વાવરશે કોઇ પરભાર્યું. ક૦ ૫
ધરણીના ધણિ છે ⁶ધરણીધર, તે તેનું કરશે ધાર્યું. ક૦ ૬
¹નયન મિંચાતાં સર્વ ²નકામું, સુકૃત છે સુખ કરનારૂ. ક૦ ૭

---

૫ સર્વ કોઇ જનાર છે તો તું કાળથી=મોતથી કેમ નથી ડરતો ( અર્થાત્ ત્હારે જે સમજીને કરવાનું છે તે શામાટે નથી કરતો ? ) કોઇ મ્હારૂંએ નથી ને કોઇ–કોઇનુંએ નથી.
૬ ઇશ્વર. ૧ મરણ પામતાં. ૨ અર્થવિનાનું (જીવતા સુધી સર્વ વસ્તુને " મ્હારી છે મ્હારી છે " કહીને પ્રેમથી પાસે રાખી અ-ચવા મોહ રાખ્યો. પરંતુ જ્યારે જીવ આ દેહ છોડીને ચાલ્યો જશે ત્યારે તો સર્વ વસ્તુ નકામી છે કારણ " આપમુએ પીછે ડૂબ ગઇ દુનિયાં " એ વાકય પ્રમાણે મર્યું પછી તે વસ્તુનો ગમે તેવો ઉપયોગ થાઓ કે ગમે તે ઉપભોગ કરો તે મર-નારને કયાં જોવું છે? આવું છે ત્યારે મિથ્યા મમત્વ શા માટે

તે સુખ ક્ર્તો છેવટ સાથી, સોબત કરતાં નહિ [3]હારૂં. ક૦ ૮
જેઠમ જીવડા ઇષ્ટ ભજી લે કાળ ભમે શિર પર મારૂં. ક૦ ૯

## આત્મા અમર છે.

### પદ.

(જીલ્લો–ખમાચ.)

"શ્રી કૃષ્ણચંદ્રને મથુરાંસે ગોકુલકા જાના છાંડદિયા"—એ રાહ.

જીવ અમર છે આ જગમાંહી દેહ પડે–નવ જીવ મરે. જી૦ ટેક.
પિંડ રચાયે [4]પંચભુતે સહુ તત્વ મળ્યાથી દેહ ઠરે. જી૦ ૧
સ્નેહિ સંબંધી જીવ મળે નહિ કર્મ થવાને દેહ ફરે. જી૦ ૨
જીવ સદા છે નિર્ભય ભવમાં [5]છેદન એનું ન કોઇ કરે. જી૦ ૩
પાવકથી ના જીવ બળે જળ ના ભિંજવે પડ્યે ન ખરે. જી૦ ૪
શીત સુકાવી જીવ શકે નહીં અર્ક તપાવે ના નજરે. જી૦ ૫
સ્નેહિ ન કોઇ શત્રુ મળે નહિં, જીવ મુસાફર જગ વિચરે. જી૦ ૬
[6]સંચિતનું ફળ ભોગવવાને આવે છે સુત થઇ ઉદરે. જી૦ ૭
અવધ પ્રમાણે પેસી રહે પછિ, જાય બિજા સ્થળમાં ઉતરે. જી૦ ૮
જીર્ણ કલેવર જીવ તજે જેમ, વસ્ત્ર નવીન મનુષ્ય ધરે. જી૦ ૯
જીવ પ્રવાસી વિશ્વવિલાસી સુખ દુઃખકારણ કર્મ હરે. જી૦ ૧૦
જ્ઞાનિજનો નિરખે નિયમે મૃતદેહ નિહાળિ ન આંસુ ભરે. જી૦ ૧૧
જેષ્ટભાઇ તજ શોક ગુણીજન બોધ રૂડો હ્રદયે ઉતરે. જી૦ ૧૨

---

કરવો એ ભાવાર્થ છે). ૩ દુઃખી નહીં થાઉં (સુકૃત્યની સોબત કરતાં કદી પણ હારનાર નથી). ૪ પંચમહાભૂતનો આ દેહ છે (પૃથ્વિ–જળ–તેજ–વાયુ અને આકાશનો). ૫ છેદાવું તે (ભગવદગીતામાં આત્મા માટે કહ્યું છે કેઃ—**नैनं छिंदंति शस्त्रानि नैनं दहति पावकः नचैनं क्लेदयं त्यापो न शोषयति मारुतः** ૬ સંચિતનું ફળ ભોગવવાને માટે દીકરો થઇને માને પેટ અવતરે છે.

# સુખદુઃખ વારાફરતી આવેછે,

## પદ.

( પીલુનીઠુમરી. )

" ઇસ તન ધનકી કોન બડાઇ "—એ રાહ.

શોચ કરીશ નહીં તું મનવારે!શોચ કર્યે થશે દુઃખવધારે શો૦ ટેક.
સુખદુઃખના છે વારાફેરા, સૂખ પછી દુઃખ પામવું વારે. શો૦ ૧
પ્રાત થયા પછી સૂર્ય ઉગેછે, પુર્ણતપે સુર સહુ જગ [૧]બારે. શો૦ ૨
બાર થયા પછી અર્ક નમે છે થાય નિશા ન પ્રકાશ લગારે. શો૦ ૩
રાત્રીવિષે પણ [૨]તિમિર વધેછે કાંઇ ઘટે [૩]શશિદર્શન જ્યારે. શો૦ ૪
સુખ દુઃખનીછે ફરતી છાયા બીતિ પ્રભાત થયે નહીં કયારે શો૦ ૫
નિયમ ઘડયો છે જેહ નિયંતા,માન સુખદ મનભોગવ પ્યારે. શો૦ ૬
[૧]સુર્ય [૨]નિશાકર સુખદુઃખ સ્હેછે શાંતિ ધરી જગનું મનઠારે. શો૦ ૭
[૩]તરૂવરનેનથી સુખનીઆશા,દુઃખ ખમી ફળ દે સુખ ભારે. શો૦ ૮
દુઃખ નથી મન ધરતો નિધિ પણ ઓટ થકી દેછે લાભવધારે.શો૦ ૯
જડજીવનીસ્થીતિસરખી નરે'તીપડતીપછીચઢતીએમવારે.શો૦૧૦
સુખદુઃખ તું ગણ પ્રભુનું કરેલું, ગભરાવું નહીં જેઠમ ત્હારે.શો.૧૧

---

૧ બાર વાગ્યે અથવા મધ્યાન્હે. ૨ અંધારૂ ૩ રાત્રે ચંદ્રદર્શન થાય છે ત્યારે અજવાળું થાય છે તોપણ પીડતા ગ્રહોની મહાદશામાં જેમ અંતર્દશા આવે ને જરા સુખ થાય તેમ સુખ લાગે પણ પડતી દશા તો ખરીજ. કારણ " ગમે તેવી અજવાળી તોપણ રાત " એ કહેવત પ્રસિદ્ધ છે.

૧ સુર્ય પણ સુખ દુઃખ વેઠે છે કારણ પ્રકાશનું સુખ અને આથમવાનું દુઃખ તેવીજ રીતે રાહુ પજવે છે તે પણ દુઃખ એ રીતે પણ દુઃખી છે. ૨ ચંદ્રને પણ ક્ષયરોગ છે તેથી ઉગે છે. આથમે છે અને વળી રાહુની પજવણી થાય છે ત્યારે પણ દુઃખ વેઠે છે. ૩ ઝાડ બિચારાં સદા દુઃખી છે તથાપી એવા દુઃખમાં પણ જીવમાત્રને ઉપયોગી થાય છે. ૪ કરણીનાં ( કરણીનાં ફળ

# સુખદુઃખ એ મનુષ્યકર્મનાં ફળ છે.

## પદ.

" ક્યાંથી આ સંભળાય મધુર સુર "—એ રાહ.

પૂર્વજન્મની માનવકૃતિનાં છે સુખદુઃખ ફળ સાર. ટેક.
છે સુખદુઃખ ફળ સાર કરે છે શાસ્ત્ર ગિતા ઉચ્ચાર. ફ૦ ૧
સંચિત કીધું સારૂં નરસું તે માટે અવતાર. ફ૦ ૨
શુભ કૃતિનું સૂખ મળે છે નરસ કૃતિ દુઃખ ધાર. ફ૦ ૩
લેખું લખાયે શ્રીહરિને ઘર કાંઇ ન લાગે વાર. ફ૦ ૪
છે વ્યવહારી વિશ્વપતિ તે સાચવતા વ્યવહાર. ફ૦ ૫
નંધાયું તે વિણ માગ્યે દે, શેઠ દીસે શાહુકાર. ફ૦ ૬
હોય રકમ જે ભારે હળવી, બંધાવે નિરધાર. ફ૦ ૭
ખોટી ખરીનો દોષ ન તેને, ન્યાય નિયંતા દ્વાર. ફ૦ ૮
બીજ ભુમીમાં વાવવું જેવું તેવું લણે નરનાર. ફ૦ ૯
રાજ્ય પ્રજાનો એક નિયમ તે પાળે છે કિરતાર. ફ૦ ૧૦
લેખ લખ્યા તે કોદિ મટે નહિં, ભુસે નહિં ત્રિપુરાર. ફ૦ ૧૧
ક્યાંથી થાયે ઇષ્ટકૃપા કે દુઃખ સમે મળે વ્હાર. ફ૦ ૧૨
જેષ્ટભાઇ કહે ભોગવ મનવા સ્હાય થશે સ્રજનાર. ફ૦ ૧૩

---

# સુખદુઃખનો હર્ષશોક ન કરવો.

## પદ.

( કાન્હડો. )

તું હર્ષ શોક ના કરજે (૨) સૂખ દુઃખનું તું [1]કારણ છે,
માટે શાંતિ ધરજે. તું૦ ૧

---

ભોગવવાંજ પડે છે એ વિષે શ્રીમદ્ ભગવદ્ગીતામાં સારૂં વિવે-
ચન કર્યું છે પણ જગાના સંકોચને લીધે આ સ્થળે જણાવ્યું નથી.

૧ મૂળ અથવા સુખદુઃખને લાવનાર કે ઉત્પન્ન ક-

સુખ પામી ના જઇશ ફુલાઇ સુકૃત્યનું ધન ભરજે;
અધીક સુખ મળવાને માટે પરજનપીડા હરજે તું૦ ૨
સુખસમયે ના કોને ડારિશ લોકલાજથી ડરજે;
મન સાવધ રાખીને જગમાં પ્રેમરે'મ પાથરજે. તું૦ ૩
[2]હર્ષ થાય એ નહિં શુભ લક્ષણ તો સદ્દરીતી ધરજે;
દુઃખ આવતાં ધીરજ ધરજે લીધું સુખ વીસરજે. તું૦ ૪
દુઃખ સમયે જે દુઃખિયા વધતા તેની આપદ સ્મરજે;
સરખામણિ કરિ ત્હેની તારી દુઃખમાંથી તું [3]ઝરજે. તું૦ ૫
શોક ન કરતાં વિચાર કરીને ઉપાયને આદરજે;
ઇષ્ટસ્હાય માગ્યે મન ઠરશે [4]હરિરસ્તે ઊતરજે. તું૦ ૬
આવિ પડે તે આપદ સ્હેવી સંતવચન એ સ્મરજે;
ભગવદ્દગીતા ભાખે જેઠમ સંતોષી થઇ ફરજે. તું૦ ૭

---

## દુઃખ સમયે ધૈર્ય ધરવા વિષે.

### પદ.

"નાથ કૈસે ગજકો બંધ છોડાયો."—એ રાહ.

દુઃખસમયે રહો ધીરજધારી,એવી ભગવદ[1]ઇચ્છા વિચારી.દુ૦ટેક.
દુઃખ પડ્યું તે પુર્વકૃતિથી, દોષતણું ફળ ભારી;

---

સ્નાર. (સુખદુઃખનું કારણ જીવાત્મા પોતેજ છે એ સંબંધમાં શ્રીમદ્દભગવદ્દગીતા પણ કહે છે કેઃ—**आत्मैवह्यात्मनो बंधुरात्मैवरिपुरात्मनः** ૨ લાભ થતાં હર્ષ થાય તો તે સાધુ પુરૂષનું અથવા યોગીનું ઉત્તમલક્ષણ નથી. ૩ છુટજે. ૪ દુઃખ આવી પડે તો શોક ન કરતાં અને ગભરાટ પણ ન કરતાં ઈશ્વરભક્તિ કરવી એજ ઉત્તમ સુખનો માર્ગ છે.

૧ દુઃખ આવી પડે તો એમ માનવું કે એવીજ પ્રભુની ઇચ્છા છે એ સંબંધમાં કહ્યું છે કેઃ—**बलीयसीकेवलमेश्व**

મન કરી સાવધ ભોગવવું તે લેશ જવું નહિં હારી. દુ૦ ૧
આપણું સંકટ એક રીતીનું, આગળ વિપત્ત ન્યારી;
વેઠી મહાજન ભૂપતિઓએ શ્રવણ કરો નરનારી. દુ૦ ૨
દમયંતી નળ રાજ્ય તજીને, વન ભટક્યાં [2]વિણ વારી;
છૂટાં પડી પર[3] ઘર પેટ ભરિયું, દાસ થયાં પ્રિયપ્યારી. દુ૦ ૩
દુઃખ ખમ્યાં હરિશ્ચંદ્ર ને તારા, વેચાઇ વનિતા બિચારી;
અંત્યજઘર હરિશ્ચંદ્ર વેચાયો, પુત્ર ગયો [4]પરવારી. દુ૦ ૪
સીતા સતિ જેના રઘુવર સ્વામી વનમાં વસ્યાં તે વિહારી;
સંકટમાં પણ સંકટ આવ્યું, હરીગયો [5]અહંકારી. દુ૦ ૫
આવી અયોધ્યા તે વન સેવ્યું, [6]કાયા ધરામાં ઉતારી;
[7]સીતાસમી નથી કોઇને વીતી,લ્યો મન વાત વિચારી. દુ૦ ૬
પાંડવ રાજ્ય તજી વન વસિયા, ત્રીપણ ગયલા હારી;
સંકટની વળી સીમા સહુની, દુઃખકથા હજી જયારી. દુ૦ ૭
કર્ણતણી સ્થીતિ થઇ દુઃખદાઇ, એવી પૃથુની નકારી;
માધવ કેશવ શોકે મુઆ છે, વેઠી વિપત્તિ ભારી. દુ૦ ૮
વનમાં વસી રૂપસુંદરી જેવી, જયશીખરીની નારી;
ભિલમાં ભળીને કુંવર ઉછેર્યો, આવી ઘડી કદી સારી. દુ૦ ૯
લજપતરાયજી હીંદને માટે શ્રમ કરે ઉપકારી;

---

૧ ઇચ્છા=કેવળ ઇશ્વરેચ્છાજ બળવાન છે માટે તે ઇચ્છાને શરણે થવું જેથી દુઃખ બાધ કરતું નથી એમ મહાપુરૂષો કહી ગયા છે. ૨ નળદમયંતીને વનમાં પીવાને પાણી પણ મળ્યું નહોતું. ૩ પારકે ઘેર નોકરી કરીને પેટ ભર્યું. ૪ હરીશ્ચંદ્રનો પુત્ર પણ મરી ગયો (હરિશ્ચંદ્રને પડેલા દુઃખનો ઇતિહાસ પ્રસિદ્ધ છે) ૫ રાવણ. ૬ સીતાજી છેવટે પોતાની સાવકી સાસુ કૈકેયીના પ્રપંચને લીધે પૃથ્વિમાં સમાયાં છે. ૭ સીતા સતી જેવું કોઇને સંકટ પડ્યું નથી તેથી વધારે દુઃખ પામનાર માટે કહેવાય છે કે ફલાણીને "સીતાની વીતી."

સંકટ આવ્યું સહે છે કેવું ! વૈભવ સુખ વિસારી. દુ૦ ૧૦
બાલગંગાધર તિલક દુઃખમાં દીવસ લે છે વિચારી;
દેશ ભુમી તજી દેશને માટે, જતા નથી હામ હારી. દુ૦ ૧૧
દુઃખ સહ્યા પછી સુખજ આવે, બદલાયે દુઃખ વારી;
કુદરત એ દરસાવે સહુને, માટે રહો મન મારી. દુ૦ ૧૨
ધૈર્ય સંતોષથી રે'વું સદાયે, થઇ સદ્દગુણ વખારી;
ઇષ્ટ ઉપર આધાર ધર્યાથી, લે અવિનાશી ઉગારી. દુ૦ ૧૩
દુઃખસમે ગભરાઇ રડીએ. હાલત થાયે નઠારી;
વ્યાધી વધે તન આધીની સાથે, બેઉતણી [1]દીલદારી. દુ૦ ૧૪
શાણાજનો દુઃખિયા સુખિયાને શિક્ષા વિનતી મ્હારી;
શ્રીહરિ રાખે તેમ રહેજો **જેઠમ** સેવી મુરારી. દુ૦ ૧૫

---

## સુખનો વિચાર કરવા મનને શિક્ષા.

### પદ.

"બલ મારે ચુંદરિયાં મોકું લાલ મંગાદે"—એ રાહ.

મનવારે ! જોને તું ત્હારૂં સુખ વિચારી; ટેક.
આમ તેમ ફેરા શું મારે, આ શી રીત નઠારી ? મન૦ ૧
ભટકયામાં ચિંતા કરવામાં શું પામે સુખ ભારી ? મન૦ ૨
મર્ણકલેશથી સાર મળે શું શી ગત થાયે ત્હારી ? મન૦ ૩
મહીં મળવાનું તે મેળવવા શ્રમ શું રાખે ન્યારી ? મન૦ ૪

---

૧ સ્નેહ અને ખરી પ્રીત. (આધિ=મનની ચિંતા સાથે વ્યાધીને નિકટનો સંબંધ અને સ્નેહ છે એટલે કે ચિંતા ઉત્પન્ન થઇ તે સાથે વ્યાધી=રોગને આમંત્રણજ થાય છે અથવા ચિંતા તેને તરત બોલાવેજ છે કે પછી માનો કે ચિંતામાંજ વ્યાધીનો ગર્ભિતવાસ છે તાત્પર્ય કે સર્વ કરતાં શોક અને ચિંતા દુઃખ ઉત્પન્ન કરનારી છે માટે, ડાહ્યા પુરૂષે શોક અને ચિંતા કદી પણ રાખવાં નહીં અથવા પેસવા દેવાં નહીં.

પરસુખ દેખી દાઝે શાને, દ્વેષ ક્રોધને ધારી. મન૦ ૫
ફંદ કર્યાથી શું ફળ પામે, પરનીંદા ઉચ્ચારી. મન૦ ૬
અસંતોષ અધિરાઇ વ્હેમે હાલત શી થઇ સારી ? મન૦ ૭
નાસ્તિકતાથી શું તું વિરમે ? કરતાં મિત્રાચારી. મન૦ ૮
ધન સુત દારામાં વસવાથી સુખની મળશે [૧]વારી ! મન૦ ૯
પરપુંજી હક રતછત લેતાં શું મળશે ગિરધારી ? મન૦ ૧૦
જેષ્ટભાઇ કહે તપાસ ત્હારૂં, પછિ કરજે [૨]સરદારી ! મન૦ ૧૧

---

## શાંતિમાંજ સુખ છે.

### પદ.

" મહીવાલારે, બંસી ફેર બજાવ. "—એ રાહ.

[૧]માની [૨]મનવા ! શાંતિ સદા સુખકાર. ટેક.
ગુણ [૩]ગણીને ગુણી થઇને, ધીરજને મન ધાર. શાં૦ મા. ૧

---

૧ વખત અથવા વારો. ( ધન છોકરાં અને સ્ત્રીમાં વળગી રહેવાથી એટલે તે પ્રાપ્ત કરવા માટે શ્રમ કરવાથી અને પ્રાપ્ત થયા પછી તેમની સાથે ગાઢી પ્રીત કરવાથી શું ત્હારે સુખ પામવાનો વખત આવશે ? ના. ૨ ઉપરીપણું. ( આ દેહમાં અને તમામ ઇંદ્રીયોમાં મનની સરદારી છે તેથી તેને કહ્યું કે હે મન ! તું ત્હારી વર્તણુંક તપાસીને ઉપરીપણું કરજે કારણ ત્હારી રીતભાત તો એવી છે કે તું પારકી પુંજી પરભાર્યાનું સર્વ સુખ અથવા તેના હકની વસ્તુ છીનવી લેવાની ઇચ્છા કરે છે ત્યારે ત્હને રૂડો ઉપરી કોણ કહેશે અને એમ જ્યારે કરીશ ત્યારે ત્હને શું " ગીરીવરધારી " પ્રભુ મળશે ? કદી નહીં મળે. ઇત્યાદી ભાવાર્થ છે.

૧ માન ગમે છે એવા અથવા અભિમાની. ૨ મન. ૩ ગુણ વિચારીને=લાભ ધારીને ( શાંતિમાંજ સુખ છે એમ વિચારીને)

[4]સ્થીર થઇને [5]સ્થાને વસીને, નીકળ ના ઘર [6]બ્હાર. શાં૦ મા. ૨
કર્મ કરીલે [7]ધર્મ ગ્રહીને, લેપાઇશ ના લગાર. શાં૦ મા. ૩
પરજનની પંચાત તજીને લ્હારિ વિપત્તિ [8]વિસાર. શાં૦ મા. ૪
આવી પડે તે ભોગવ ભાવે, માન કીધેલું [9]મેરાર. શાં૦ મા. ૫
મોહક માયા માલવિનાની, પીડા કરે નિત્ય [10]પ્યાર. શાં૦ મા. ૬
પ્રીતિ ઉપાધી વ્હોરીશ ના તું, જાવું હોય ભવપાર. શાં૦ મા. ૭
અષ્ટ પહોરે આનંદ લેજે, મૂકી [11]લલુતા [12]વિકાર. શાં૦ મા. ૮
આશિષ લેજે દીનજનોની, સંકટમાં કરિ બ્હાર. શાં૦ મા. ૯
જ્ઞાની થઇને જોજે તપાસી, શાંતિતણું ફળ સાર. શાં૦ મા. ૧૦
[13]શાંતિવિના ચિત્ત રે'શે ભમેલું, વ્યર્થ થશે અવતાર. શાં૦ મા. ૧૧

---

૪ નિશ્ચલ થઇને. ૫ પોતાનાજ ઠેકાણામાં રહીને. ૬ બારણે અથવા પોતાનું ઘર મુકીને (મનને કહે છે કે હે મન! તું લ્હારૂં ઘર છોડીને=નિરંતર રહેવાનું સ્થાન જે હૃદય અથવા અંતઃકરણ છે તેને તજીને બહાર ભટકવા નીકળીશ નહી.) ૭ સ્વધર્મ સંભાળીને અથવા સ્વધર્મમાં રહીને કર્મો કર અને તેમાં લેપાઇશ નહીં. જેમ કમળ જળમાં રહે છે તોપણ જળ તેને કહોવડાવી શકતું નથી એટલે કમળ જળમાં લેપાતું નથી તેમ તું લ્હારાં કર્મો કર પણ તે કર્મ તને દુઃખરૂપ થઇ પડે એવો તું થઇશ નહીં ઇત્યાદી ભાવાર્થ છે. ૮ ભુલીજા. ૯ દુઃખ આવી પડે તો તેના દાતા પણ ઈશ્વરજ છે એમ માન એટલે સુધી કે "ઇશ્વર કરે તે સારાને" એમ જે લોક કહે છે તે પણ સત્યજ જાણ. ૧૦ નિત્ય=નિરંતર અથવા "નિત્ય પ્યાર"=સાચો પ્યાર એટલે પ્રેમ એવો ગાઢો થયો હોય કે તેને તું સત્ય અને નિત્ય પ્રેમ માની વળગી રહ્યો હોઉ તો તે પ્યાર તને પીડાજ કરે ઇતિ ભાવાર્થ. ૧૧ લાલચ. ૧૨. મેલ. ૧૩ જ્ઞાનીઓને શાંતિ રાખવામાં ઘણુંજ સુખ પડે છે અથવા સુખ મળે છે.

[14]સુધારવા ભવશાંતિ સદા છે, વિચારજે વારવાર. શાં૦ મા.૧૨
[15]ગુંચાય તો સતસંગે રહેજે, મૂકી ઉપાયો હજાર.શાં૦ મા.૧૩
જ્ઞાની થશે તું [16]ગુરૂ કર્યાથી, દેખીશ પ્રભુદેદાર. શાં૦મા.૧૪
જેષ્ટભાઇને આવ્યો અનુભવ, માટે કરે છે ઉચ્ચાર. શાં૦મા.૧૫

## શ્રીહરિજ સાચાસંબંધી છે.

### પદ

( છાયા-નટ )

" પ્યારી નવલ લાડલી રાધિકા "—એ રાહ.

સાચો સુહ્રદ એક છે શ્રીહરિ,
જેહ કરે કંઇ પણ સ્વારથ વિણુ રાત દિવસ તુજ સારવાર. સા૦ ૧
પ્રાતસમયથી પાસે રહિને, આપે ઉદક ને અન્ન અહાર. સા૦ ૨
ભાવ કરે છે ભજનવિના પણ, મ્હોટું હ્રદય એ છે ઉદાર. સા૦ ૩
સ્મર્ણ વિના પણ સ્હાયક તુજને, થાય પ્રતિદિન સૂખકાર. સા૦ ૪
સંકટ સમયે કો નહિં સાથી, છે પણ સંગી કીરતાર. સા૦ ૫
સાધન સુખનું સ્હાય સબંધી, દામ સહુનો દીલદાર. સા૦ ૬
લાડ લડાવ્યે રે' વશ લલના નીર જુએ પતિમાંહિ નાર. સા૦ ૭
પુત્ર સંબંધી પાલક પિતુને આવકથી વધુ રાખે પ્યાર. સા૦ ૮
બંધવજનની ઉદર સંબંધી હોય લાભ તો આવે દ્વાર. સા૦ ૯
વસમી વખતમાં વિઠ્ઠલવરશ્રી બાંહ્ય ગ્રહીને કરશે બ્હાર. સા૦૧૦
શ્વાસ સુધી છતથી સહુ સગપણ છેવટ જેહમ છે મોરાર. સા૦૧૧

---

૧૪ આ ભવ=જન્મારો સુધારવા માટે અથવા સંસાર સુધારવા માટે=તરવા માટે શાંતિજ સાચું સાધન છે. ૧૫ સુઝ ન પડે તો સતસંગ કરજે જેથી સમય સુખમાં જશે અને બોધ પણ મળશે. ૧૬ ગુરૂથી જ્ઞાન થશે ( અર્જુનને જેમ શ્રીકૃષ્ણ પરમાત્માથી જ્ઞાન થયું તેમ)

# સંસારમાં પચીરહેલાને સુબોધ.

## પદ.

"ધિમા ધિમા ચાલોને મ્હારા પ્રાણુ રે" એ રાહ.

તાણી તાણી મરે છે શું [1]ભાર રે ?
[2]વગ ત્હારી કામે નહીં આવે [3]કશે,
શ્રમ સહુ મિથ્યા જશે—કંઇ વિચાર રે. તા૦ ૧

### સાખી.

સ્ત્રી પુત્રાદિક પોષતાં, [4]સરસ ગણ્યો સંસાર;
પચ્યો રહ્યો પરિવારમાં, આવ્યો નહીં [5]પરવાર !
[6]ધાણું થોડું કરતાં [7]કાળ ખૂટી જશે,
કાળ પૂંઠે થશે—કંઇ વિચાર રે. તા૦ ૨

### સાખી.

નિભાવવા સંસારને કરવા ભોગ વિલાસ;
ધૂતી ધન ભેળું કર્યું, [8]સુખ કોનું કરિ નાશ.
પાપ વ્હોર્યું તેતો ના કદી છૂટશે;
નિયંતા નોંધશે—કંઇ વિચાર રે. તા૦ ૩

### સાખી.

મ્હારૂં મ્હારૂં બોલિને, રાખે મમતા પ્રીત;
ત્હારૂં તે ર'શે અહીં, કે થાશે [9]વિપરીત;

---

૧ સંસાર વ્યવહારનો ભાર. (જેને સંસારનાં તરીલાં તાણવાનું કહે છે તે). ૨ વગ વેતરણ અથવા વ્યવસ્થા કે છગડગ ૩ કશા પણ કામમાં નહીં આવે. ૪ રસવાળો (મીઠાશવાળો અથવા સ્વાદીષ્ટ) ૫ નવરાશ. ૬ ખોટ પુરાવા માટે અથવા ધારેલું કાર્ય કરવા માટે જે છગડગ કરવી પડે છે તે (ન હોય ને ઘર ચલાવવું પડે છે તે). ૭ વખત અથવા આયુષ્ય. ૮ કોઇનું. ૯ ખોટું પરિણામ આવવું. (મ્હારૂં કહેનાર વસ્તુ તે

ત્હારાં સંગી તો પુણ્ય ને પાપ હશે,
વાવ્યું તે ઉગશે—કંઇ વિચાર રે. તા૦ ૪

**સાખી.**

ખાનારાં અળગાં થશે, ભોગવવાનો તું જ;
માટે ચેતી ચાલજે, જેઠમ રાખી સૂઝ,
નીતિ ધર્મ ને ભક્તિ કામે આવશે,
પ્રભુને મેળાવશે—કંઇ વિચાર રે. તા૦ ૫

---

## હરિભજવાનો ઉપદેશ.

**પદ.**

"નયણે નિંદરા નાવે જરી"—એ રાહ.

ભજને [1]હંસા હેતે હરી આતો સ્વપ્નું ગણી લે સંસારરે.
ભજ૦ ટેક.

નિકળ્યો[2]પ્રવાસનેઆવ્યોઆ[3]દેશમાંરે,ખુંદીવળ્યોખંડ[4]ચારરેભ.૧
[4]ભમતો આથડતો આવિયો [5]ઠીકમાંરે,માટે તું રે'જે હુંશીયારરેભ.૨
દેશની [6]કામની ગણજે નક્કામનીરે, ત્હેનો ના થાતો દિલદાર રે.ભ.૩
સ્નેહી કરીશ ના વીરા[7]કુસંગીરે, ડરજે [8]શત્રુથી નિરધારરે. ભ.૪
પ્રેમ કરીશમાં વસ્તુ અનિત્યશું રે, કરજે હરિ સાથે તું પ્યારરે. ભ.૫
ધનસુતદારા વૈભવ માનજેરે ચાંદરણું છે દીન ચારરે. ભ. ૬
ત્હારી આગળ હીંડયા છે[9]પ્રવાસિયોરે કરજે તું તેનો વિચારરે.ભ. ૭

---

સંબંધી તજીને જાય કે વસ્તુ અથવા વહાલું, તેને મુકીને પેહેલું જાય પણ સંગાથી કોઇ નહીં ઇત્યાદી ભાવ ).

૧ જીવ. ૨ મુસાફરી કરવા. ૩ ભરતખંડમાં અથવા દેહરૂપી નગરમાં. ૪ ચાર ખાણ ( સ્વેદજ. જરાયુજ. ઉદ્ભિ અને અંડજ એ ચાર જાતના જીવોની ખાંણુ તે ખંડ) ૪ લક્ષચોરાશી ફરતો ફરતો. ૫ મનુષ્યાદેહમાં. ૬ પ્રવૃત્તિ અથવા સ્ત્રી ૭ કામક્રોધાદીક નઠારાનો. ૮ મોહાદીક શત્રુ. ૯ સૈસા-

૧૦ભવની ભુલામણી ભેદ સમજ્યેરે,કામકઠીન છે અપારરે.ભ.૮
સદ્દગુરૂ પામ્યે ભેદ જણાશેરે, જડશે નીકળવા દ્વારરે. ભ૦ ૯
ભક્તિ મળ્યાથી આનંદ આવશેરે, નહીં ગોઠે તાણુવો ભારરે ભ.૧૦
ભાર વિના તું મોકળો મ્હાલશેરે, મ્હાલી રીઝવજે મોરારરે.ભ.૧૧
રીઝયા મોરાર તો માનવદેહેરે ફેરિ નહીં આવે અવતારરે.ભ.૧૨
અવતાર ફીટતાં ગર્ભનાં દુઃખનેરે, તું નહીં જોશે લગારરે. ભ.૧૩
નહીં દુઃખ આવે શ્રીહરિ પામીરે કરજે જેઠમ થેઈકારરે; ભ.૧૪

---

## પરોપકાર કરવા મનને સુબોધ.

### પદ.

( ભૈરવી ઠુમરી. )

" જુમનાંત્રટ બંસી બાજ રહી. "—એ રાહ.

મનવા ઉપકાર સદાકરજે (૨) સુધરવા તુજ ૧બેઉલોક; મ૦ ટેક.
વૈભવ સુખધન ચાર દિવસ છે, મોહ મમતને પરહરજે. મ૦ ૧
મ્હારૂં ગણે તે છે નહિં ત્હારૂં ૨આગ સહુનો મન ધરજે. મ૦ ૨

---

ફેરો અથવા મનુષ્યો ૧૦ સંસારની ભુલામણીનો ભેદ=પડદો સમજાય એમ નથી અથવા દુનિયાં જીતાય કે તરાય એમ નથી પણ સદ્‌ગુરૂથી ભેદ સમજાશે. ૧૧ આનંદ થઇ રહેવો તે=(હરિ મળવાથી થેઇકાર થઇ રહે છે પછી બીજું કાંઇ સુખ બાકી રહેતું નથી.

૧ બે લોક=આ લોક અને પરલોક (ઉપકાર કરવાથી આ લોકમાં આશીર્વાદ અને કીર્તિ મળે છે તેમ પરલોકમાં સુખ મળવા માટે અહીં ફળ અથવા સાર કે નિત્યની પુંજી ભેગી અથવા જમે થાય છે તેથી એક કામમાં બે અથવા તેથી પણ વધારે કામ થાય છે ઇત્યાદી ભાવાર્થ છે) ૨ પાંતી અથવા હીસ્સો. (જેને ત્હારૂં ગણે છે તે ત્હારૂં નથી અને ૨-

પરઉપકારે તત્પર રહિને, પુણ્ય વિષે ધન વાવરજે. મ૦ ૩
પરધન પૃથ્વિ ખુંચાવિશ ના, પરહિત પક્ષે ઊતરજે. મ૦ ૪
સ્વારથ માટે દીન ન દુભીશ, લોભ લલૂતા વીસરજે. મ૦ ૫
દુઃખી જનોપર રે'જે દયાળુ દુઃખજવા કૃતિ આદરજે. મ૦ ૬
શ્રેય તણી જો તુજને ઇચ્છી; જનચરચાથી ઉગરજે. મ૦ ૭
હ્રદય [3]પકાયાં નાજ ધિકાવિશ, પ્રેમ સુકીર્તિ પાથરજે. મ૦ ૮
અંતરઠારી આનંદ લેજે, [4]નિર્ભય સુખમાં તું ઠરજે. મ૦ ૯
આપ્યું તુજને આજ મળ્યું છે, દૂરિ મળવા વગમાં ફરજે. મ૦૧૦
મૂર્ત થઇશ ના તુજ [5]હિતતાકી, [6]શબ્દ વિચારી ઉચરજે. મ૦૧૧
જેષ્ઠભાઇ કહે મુર્ખ થઇશ ના, પૃથ્વિપતિ પતિથી ડરજે. મ૦૧૨

---

## * નિયંતા સર્વથી ન્યારો છે.

ગઝલ.

" સુનોતુમ યાર પરદેશી, બચન કેસેં નિભાવોગે"—એ રાહ.

---

લેવાનું પણ નથી અને જેને ત્હારૂં માને છે તેમાં આજપણ પ્રાણી માત્રનો ભાગ છે ને તેથીજ તને વિશેષ મળ્યું છે અથવા મળવાનું છે ઇત્યાદી.) ૩ કદી પણ બીજાનું અંતઃકરણ બાળીશ નહીં ૪ પરલોકનું સુખ નિર્ભય છે તે. ૫ વિચારીને. ૬ આજ્ઞા કરૂં તે વિચારીને કરજે.

* આ ગજલ રચતા પહેલાં જ્યારે ફત્તેસિંહવિરહ પુસ્તક માટે ભિન્ન ભિન્ન વિષય અને રાગની કવિતા વડોદરામાં મુનશીજી બળવંતરાય દાજીભાઇને ત્યાં રચાતી હતી ત્યારે મ્હારા સ્નેહી સંબંધી મુનશી ડંકેશરાયે સુચના કરી કે "તમે બાળાશંકરના જેવી ગઝલ રચીને પુસ્તકમાં મૂકો." આ સુચના તેમણે ઉમંગભેર કરવાથી મેં મ્હારી વય અને આ સમયાનુસાર ઉપરની ગઝલ તરતંજ રચી તેમને અને બીજા મ્હારા

રચી સૃષ્ટિ રમે [1]સ્વામી, કરાવે રંગ બહુનામી[2];
હસાવે ને [3]ફુલાવે છે, [4]રમે છે તોય ન્યારો છે. ૧
[5]ઉગાડે છે નવાં [6]વૃક્ષો, ઉછેરે છે નવાં વૃક્ષો;
ફળાવે છે નવાં વૃક્ષો, સુકાવે તોય ન્યારો છે. ૨
લઇ [7]કોનું કંઇ આપે, કંઇ રાખે કંઇ કાપે !

---

સ્નેહી સંબંધી રા. રા. ઇશ્વરરાય મુનશીજીને તથા રા. જનવંતરાય રણછોડદાસને ગાઇ સંભળાવી જેથી તેઓ સાનંદાશ્ચર્ય પામ્યા અને ગઝલ તેમણે આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવા પુર્ણ ઉલટ જણાવી. જેથી અધિકારી અને પાત્રજનો માટે દર્શાવી છે જેનો અર્થ અને ભાવ તેમજ રહસ્ય પ્રસિદ્ધ સમજાય એમ નથી તથાપી સુગમતા માટે કેટલાક શબ્દના અર્થ પ્રકટ કર્યા છે. ૧ પ્રભુ. સૃષ્ટિ રચીને તેમાંજ રહે છે એટલે પ્રાણી માત્રમાં પોતે અંતર્યામીરૂપે રહે છે ( **एकोहं बहुस्याम्** એ વાક્યના ભાવ પ્રમાણે સમજીયે તોપણ યથાર્થ છે ). ૨ જેનાં ઘણાં નામ છે એવા તે " બહુનામી " પ્રાણીઓમાં વસીને અનેક રંગ=જાત જાતનાં કર્મ કરાવે છે ઇત્યાદી ૩ આનંદ કરાવે છે અથવા અભિમાન કે મ્હોટાઇ કરાવે છે વગેરે. ૪ પ્રાણીમાં પ્રવેશેલા એવા પરમાત્મા પોતેજ રમે છે =મોઝમઝા કરે છે પરંતુ તેમને કાંઇ નથી કારણ તે રમે છે તથાપી અલગ છે ઈત્યાદી અર્થ છે. ૫ જન્માવે છે અથવા પ્રકટ કરે છે. ૬ વૃક્ષ અથવા જીવ ( વૃક્ષને જેમ ડાળ પત્ર અને પુષ્પ ઇત્યાદી હોય છે તેમ જીવને પણ હોય છે તેથીજ વૃક્ષ કે જીવ જેના ઉપર વિવેચન કરીએ તેના ઉપર થાય એમ છે. બન્નેને સરખાવતાં અત્રે ઘણું લંબાણ થાય માટે વિદ્વાનોને અનેક અર્થ કરવા અને સમજવા આટલાથીજ સમાપ્ત કરું છું ). ૭ કોઇનું ( એકનું લેઈ બીજાને આપે છે કોઇનું વળી રહેવા દે છે કોઇનું નિર્મુળ કરે છે તે શું નિર્મુળ કરે છે અને

[8]મરાવે ને હરાવે છે, બધાથી નાથ ન્યારો છે. ૩
કરે છે જે કૃતિ રૂડી, કરે છે જે કૃતિ [9]ભુંડી;
ન [10]કોઇ જે કરે છે તે કરે છે તોય ન્યારો છે. ૪
[11]રમાડે છે નરો નારી, જમાડે છે કૃપાધારી;
[12]ભમાવે છે ભુલાવે છે, સદા તે શ્યામ ન્યારો છે. ૫
[13]ઉઠાડે છે [14]જગાડે છે, [15]સુવાડે છે [16]રડાવે છે;

---

અને શું કાપે છે અથવા શું આપે છે તે સમજુએ મન ગમતું સમજવાનું છે કારણ પ્રત્યેક શબ્દમાં અનેકાર્થ અને ગૂઢ ભાવ છે). ૮ મરાવે છે=પ્રેરણા કરી મારી નંખાવે છે અથવા કોઇનો પરાજય કરાવે છે અથવા પોતાનેજ હરાવે છે તોપણ અલગ છે ("મરાવે છે અને હરાવે છે" એ શબ્દોમાં પણ ઘણો ભાવ છે). ૯ નઠારૂં કામ પણ કરે છે છતાં નિર્લેપ છે (જગતને ચર્મચક્ષુથી નઠારૂં કામ લાગે પણ એકંદરે તે જે કરેછે તે નઠારૂં હોતું નથી). ૧૦ જે કોઇ ન કરી શકે તે કામ પરમાત્મા કરે છે છતાં ન્યારા છે. ૧૧ રમત કરાવે છે અથવા વિલાસ કરાવે છે કે ખેલાવે છે (મનસ્વી કાર્ય કરાવે છે). ૧૨ ભવાટવીની ભુલભુલામણીમાં નાંખે છે અથવા જીવે કરવા ઇચ્છેલા કાર્યને અપુર્ણ રાખવા આડે માર્ગે દોરી રસ્તો ચુકાવે છે. ઇત્યાદી. ૧૩ સુતા ઉઠાડે છે ભુખમાંથી ઉઠાડે છે. જગતમાં કહેવાય છે કે 'ઇશ્વર ભુખ્યાં સુવાડતો નથી પણ ભૂખ્યાં ઉઠાડે છે' એ રીતે અહીં "ઉઠાડે છે" નો અર્થ થાય છે તેમ હરકોઇ કાર્ય કરવાને પ્રેરણા કરી ઉઠાડે છે=ઉભા કરે છે અથવા હીંમત આપે છે ઇત્યાદી અર્થ જેને જેમ કરવો હોય તેમ થાય છે. ૧૪ પ્રાણી માત્રને સુતા જગાડે છે અથવા ઉપર કહ્યું તેમ ભૂખ્યાને ભોજન કરાવવા માટે જગાડે છે અથવા પોતાનું કર્તવ્ય કરવાની પ્રેરણા કરે છે. શૌર્ય આપે છે. ઉશ્કેરે છે. તર્ક વિતર્કો કરાવે છે. ભક્તિ જગાડે છે અથવા કામને પ્રદીપ્ત કરે છે એ રીતે "જગાડે છે" શબ્દના પણ પોતપોતાની ઇચ્છા પ્રમાણે અર્થ થાય છે. ૧૫ ઇચ્છાઓનો ભંગ કરે છે અથવા પ્રાણીમાત્રને વિરામ આપવા શ્રમ ખસેડીને નિદ્રાવશ કરે છે અથવા લાંબી અને સદાની ઉંઘમાં સુવાડે છે=મૃત્યુ પમાડે છે ઇત્યાદી. ૧૬ આક્રંદ કરાવે છે.

૧૭લઢાવે છે લઢાઇને, લઢાવે તોય ન્યારો છે. ૬
૧૮મુઝાવેછે ૧૯ભજાવેછે, ૨૦ગવાડેછે ૨૧જીવાડેછે;
૨૨ઉગારેછે ૨૩સુધારેછે તથાપી ઇષ્ટ ન્યારો છે. ૭
કરાવે ૨૪મોહ ને માયા, ૨૫ઉતારે મોહ ને માયા;

---

આંસુ પડાવે છે અથવા કોઇનું ખુંચી લેઇને રડાવે છે. પરમાત્મા સર્વ પ્રાણીમાં રહેલા છે તેથી એક મનુષ્યપ્રાણી બીજાને કપટ કરે અથવા છેતરે તોપણ તેણે સામાને રડાવ્યો એમ કહેવાય તેથી પણ પોતેજ "રડાવે છે" એમ અર્થ થાય છે. ૧૭ લઢાઇ ટંટા પણ કરાવે છે અથવા પ્રકૃતિરૂપ પણ પરમાત્મા પોતેજ છે તેથી નૃપતિને પણ તેજ લઢાવે છે ઇત્યાદી અર્થ છે. ૧૮ ગભરાવે છે અમુઝણ કરાવે છે. ( કોઇ પણ કાર્યનો તે ન થતા સુધી ગભરાટ કરાવે છે અથવા શું કરવું ને શું ન કરવું તેમ શું ગ્રાહ્ય કરવા જેવું છે ને શું નથી અથવા ઇશ્વર કેવા છે અને મ્હારો ધર્મ શો છે ઇત્યાદી વિચાર માટે અને નિશ્ચય માટે મુઝાવે છે વગેરે) ૧૯ ભજન કરાવે છે ("ભજાવે છે" એ શબ્દનો અર્થ બીજા કોઇને પણ ભજાવે છે એટલે સ્તુતિ કરાવે છે અથવા પ્રીતિ ઉપજાવે છે ઇત્યાદી પણ થાય છે પરંતુ લંબાણ થઇ જાય માટે વિવેચન કર્યું નથી). ૨૦ ગવરાવે છે. ૨૧ પોષણ કરે છે. અથવા ઉપકાર કરે છે. ૨૨ દુઃખથી ઉગારે છે. પાપકર્મથી ઉગારે છે. મર્ણઘાંટીથી ઉગારે છે શત્રુના પંઝામાંથી ઉગારે છે ઇત્યાદી અર્થ થાય છે. ૨૩ જન્મ સુધારે છે કાર્ય સુધારે છે શરીર સુધારે છે, હેતૂ સુધારે છે ભ્રષ્ટ થયેલા કુકર્મીને સુધારે છે ઇત્યાદી. ૨૪ પ્યારને પણ પ્યાર કરાવે છે મોહ લગાડે છે. અથવા મોહ અને માયા બન્ને કરાવે છે=ઉપજાવે છે ઇત્યાદી. ૨૫ કાઢી નાંખે છે અથવા ઓછું કરે છે. કોઇનાપર પ્રેમ હોય તે ઉતારે છે અથવા સૃષ્ટિઉપરથી મોહ ઉતારે છે ઇત્યાદી.

[26]ધિક્કાવે દીલ કે કાયા, દયાળુ તોય ન્યારો છે. ૮
ભજાવેછે [27]નિરાકારે, પુજાવે પુર્ણ આકારે.
કરે છે [28]ભર્મ એ ભારે, સદાયે તોય ન્યારો છે. ૯
બતાવે છે લિલા નિત્યે, [29]નચાવે નાટકી નિત્યે;
[30]બહુરૂપી બધે દેખું તથાપી વેષ ન્યારો છે. ૧૦
[31]ઠરાવે છે મને શ્રદ્ધા તજાવે કોઇની શ્રદ્ધા;
વદાવે ઉલટું ઘેલું ન જાણે કોઇ ન્યારો છે. ૧૧
રૂષી મુની નહીં જાણ્યો, [32]સ્વયંભૂસાર ના જાણ્યો;
મહીમા શેષ ગાયે છે, ન જાણે ઇષ્ટ ન્યારો છે. ૧૨
વખાણી વેદ [33]થાક્યો છે કહી " નેતી " વિરામ્યો છે;
ગની શી જેષ્ટભાઇને નિયંતા નિત્ય ન્યારો છે. ૧૩

---

૨૬ હ્રદય બાળે છે એટલે ચિંતા ઉપજાવે છે અથવા ક્લેશ અને શોક કરાવી અંતઃકરણ બાળે છે અથવા દુઃખ પાડીને પણ તાવી જુવે છે કે પછી દેહને છેવટ બળાવે છે તે સર્વ કરનાર પોતે છે તથાપી એવા ચમત્કારની વાત છે કે તે સર્વ વાતથી અલગ છે. એટલુંજ નહીં પણ આવાં નિર્દયતાનાં કામ કરવા છતાં તે વાત દયાળુ કહેવાય છે. ૨૭ આકાર નથી એમ ઠસાવીને કોઇ પાસે ભક્તિ કરાવે છે. ૨૮ વ્હેમ ઉપજાવે છે અથવા ઇશ્વર કેવા છે અને તેમાં શું છે ઇત્યાદી ભ્રમ કરાવે છે. ૨૯ નાટકી અથવા ખેલાડી પૂતળાંની પેઠે નચાવે છે. ૩૦ બહુરૂપવાળો ( સર્વવ્યાપક હોવાથી ) દેખાય છે તોપણ એનું સ્વરૂપ તો ન્યારૂંજ છે. ૩૧ મનને અથવા મ્હને શ્રદ્ધા ઉપજાવે છે. ૩૨ બ્રહ્મા પણ જાણી ન શક્યા. ૩૩ વેદે ગુણ ગાયા પણ તે થાક્યો અને નેતિ=ન इति=છેડો નથી કહીને વિરામ્યો છે.

# કીર્તિ સદા અમર છે.

## પદ.

( ભૈરવી ).

સદાય કીર્તિ અમર કમાણી [1]અહિં તહિં સુખ કરનારી. ટેક.
વિષ્ણુ વિરંચી શિવ યશલોભી ઇંદ્રાદિકને ભાવે;
સહુનો શ્રમ સદ્‌કીર્તિ મળવા મહિમા મનપ્રિય આવે;
આ જગમાં મરવું અવતરવું છે સુખદુઃખની વારી. સ૦ ૧
દાન દેઇ કીર્તિ કરી બળિયે, સત્વગુણે [2]શ્રી સ્વામી;
વર દેવામાં શિવ વખણાયા, [3]દત્તાત્રી નિષ્કામી;
પતિવ્રતામાં ઉમા[4] ઇંદિરા, પતિની સેવા પ્યારી. સ૦ ૨
[5]અનંત નારદ ધ્રુવ પ્રલ્હાદે ભક્તિ હરિની કીધી;
પંડિતાઇમાં વ્યાસ વખાણ્યા જ્ઞાનતણા જે નીધી;
આદ્યકવિમાં વાલ્મિક મુનિયે રામાયણ ઉચ્ચારી. સ૦ ૩
રાજનીતિમાં રામ યુધીષ્ટિર પૃથુ પરાક્રમ કીર્તિ;
બંધવમાં લક્ષ્મણની કીર્તિ, યોગીમાં શુક રીતી;
જ્ઞાનીમાં નહિં ભીષ્મ સરીખા, પાર્થ ધનુષ્યનો ધારી. સ૦ ૪
મૃત્યુલોકમાં સીતા તારા પતીવ્રતા પાંચાળી;
સત્યવિષે હરિશ્ચંદ્ર ગણાયો યશ પામ્યો છતટાળી;
વિશ્વામિત્ર સમો નહિં તપમાં, ગુરૂમાં [6]જનકવિહારી. સ૦ ૫

---

૧ આ લોકમાં અને પરલોકમાં કીર્તિ સુખ કરનારી છે (આ લોકમાં કીર્તિથી તે અચલ રહે છે અને કીર્તિથીજ પરલોક પ્રાપ્તિ થાય છે કારણ સદ્‌કર્મથીજ કીર્તિ સંપાદન થઇ હોય છે તે સદ્‌કર્મનું ફળ પરલોકપ્રાપ્તિ થવી એ છે તેથી પરલોકમાં પણ કીર્તિથી સુખ છે એ ભાવાર્થ છે. ૨ લક્ષ્મીના પતિ નારાયણ. ૩ ગુરૂ દત્તાત્રો. ૪ લક્ષ્મીજી. ૫ શેષ. ૬ જનકવિદેહી એ ગુરૂના પણ ગુરૂ હતા (શુકદેવજીએ જનકને ગુરૂ કર્યા હતા.)

રાજયોગી ગોપીચંદ ઉત્તમ, પરિક્ષિત મરણુ ઉલ્લાસી;
પરદુઃખભંજન વિક્રમકીર્તિ, રહી છે આજ પ્રકાસી;
ભોજરાજ કવિપંડિત પ્રેક્ષક આશ્રયદાતા ભારી. સ૦ ૬
ધર્મપાલ રક્ષક નૃપ કલિમાં પ્રકટ થયા [૧]શીવાજી;
પેશવાઇનું પુન્ય પ્રકાસ્યું ગઇ નપણુ કીર્તિ સાજી;
શંકર વલભાચાર્ય ગુરૂમાં ગાય પ્રજા બલિહારી. સ૦ ૭
ભક્તકવિમાં નૃસિંહ મ્હેતો સ્ત્રીમાં મીરાં જાણે;
પુરાણુ ગુર્જર આદ્ય કવિમાં પ્રેમાનંદ વખાણે;
સંસારી વ્યવહારી રીતી શામળ જાણી સારી. સ૦ ૮
ભાષાકવિ ને ભક્તશિરોમણી તુલસી [૨]સૂર પ્રકાસે;
તુકારામજી આદી દક્ષિણી જે ભારતમાં ભાસે;
વીરરસે કવિ નર્મદ ધૂમ્યો વિવેક દલપત ભારી. સ૦ ૯
દેશહિતેચ્છુ દાદાભાઇ [૩]બાલ, [૪]પાલ, ને [૫]લાલે:
અચળ કરી છે કીર્તિ અહિંયાં, એમ વેદ છે વ્હાલે;
સુરેંદ્રનાથે [૬]માધોલાલે કર્યો હીંદ આભારી. સ૦ ૧૦
[૭]મંગલદાસ અને [૮]કાવસજી સર [૯]જમશેદ સોહાગી:
[૧૦]દીનશા ને [૧૧]દામોદર આદી રહ્યા જગતમાં નગી;
રાજનગર નાગર [૧૨]રણુછોડે શે'ર દીધું સૂધારી. સ૦ ૧૧

---

૧ શીવાજી મહારાજ (હીંદુ ધર્મ જવા બેઠા હતો તેને શીવાજી મહારાજેજ રાખ્યો તે બાબતમાં કવિએ કહ્યું છે કે "શીવાજી ન હોતે તો સુંનત હોત સબકી"=જો શીવાજી ન હોતતો સર્વની સુંનત થાત=સર્વ મુસલમાન થાત. ૨ સૂરદાસ, ૩ બાલગંગાધર તિલક. ૪ બીપીનચંદ્ર-પાલ. ૫ લાલાલજપતરાય. ૬ મુનશી માધોલાલ. ૭ સર મંગળદાસ નથુભાઇ. ૮ કાવસજી જહાંગીરજી. ૯ સર જમશેદજી જીજીભાઇ ૧૦ દીનશા પીટીટ. ૧૧ દામોદર ઠાકરશી. ૧૨ રણુછોડલાલ છોટાલાલ.

[13]પ્રેમચંદનું પુન્ય પ્રકાસે, દિપે મોટલાં બાઇ;
ગટુલાલના ગવાય છે ગુણ શતાવધાને સ્થાઇ;
ગોસ્વામિમાં દેવકીનંદન, વિદેશ વાત પસારી. સ૦ ૧૨
જર ન્હોતું સત્તા પણ નહતી યશ લીધો [14]બાડાણે,
પ્રભુ લાવિને ગુર્જર તાર્યો જે ન કર્યું મહારાણે !
નહિં રે' ધન ધરગામ ગિરાસો પુત્ર નહીં રે' પ્યારી. સ૦ ૧૩
નથિ ધરણી કો સાથે પરણી હરણી જેવી ભાસે;
ભરી સમૃદ્ધિ સાથે મહિલા, જાય અન્ય વરપાસે,
માનધાતા સરખા તરછોડયા, વળિ રાવણ અહંકારી. સ૦ ૧૪
[15]જનની જણજે ભક્તજનોને, શૂરા જણજે દાતા;
કીર્તિ રળે એવાને જણજે નહિંતો થઇશ ન માતા;
ધનલોભે કીર્તિનું [1]છેટું ભલે પ્રજા છે પ્યારી. સ૦ ૧૫
શ્રીમંત ને નૃપતિ ધન ખરચી કરે સદા ઉપકારો,
તે કરતાં પણ રાજ્યનીતિથી પમાય યશ બહુ સારો;
[2]રાજ્યનીતિથી દુવા મળે છે કરવું રૈયત હારી. સ૦ ૧૬
કવિ પંડીત સધનીને રાજા વક્તા પુસ્તકકારો,
ભક્ત રાજ્યહિતેચ્છુ વળિ જે હોય પ્રજાનો પ્યારો.

---

૧૩ પ્રેમચંદ રાયચંદ. ૧૪ વજેસીંગ. ૧૫ માતા, ( એક કવિએ કહ્યું છે કે " જનની જણજે ભક્તજન, કાં દાતા કાં શૂર; નહિતો રે'જે વાંઝણી ગુમાવતી માં નુર ).

૧ અંતર ( ધનનો લોભ રાજા–શ્રીમંત અથવા બીજો કોઇ પણ પુરૂષ રાખે છે તેને કીર્તિ મળતી નથી કારણ કે " લોભ એ પાપનું મૂળ છે " અર્થાત્ લોભને લીધે ધન મેળવવાથી પાપજ થાય છે તેથી લોભીને સઘળા જનો નીંદે છે માટે તેને કીર્તિ મળતી નથી એમ કહ્યું. ) ૨ રાજ્યનીતિથી =નીતિથી રાજ્ય ચલાવવાથી પ્રજાનો આશીર્વાદ મળે છે જેથી બન્ને લોકમાં સુખ મળે છે ઇત્યાદી. )

અમર સદા છે તે આત્મામાં, સ્વર્ગ તણા અધિકારી. સ૦ ૧૭
પુણ્ય ભક્તિ કીર્તિમાં માટે કીર્તિવંત સુખપામો;
સુખી રહો પરીવારે નિત્યે કરો અધિક યશ કામો;
જેષ્ટભાઇની આશિષ્ય મનથી ગુણ કરો ગિરિધારી. સ૦ ૧૮

---

# પ્રાણી ઉગારવા પ્રભુ સમર્થ છે.

## પદ.

"જે કોઇ પ્રેમ અંશ અવતરે"—એ રાહ.

પ્રાણિને ઉગારવા દુઃખહરી સર્વમાં સમર્થ ને શ્રી હરી! ટેક.
પ્રભુજ પાળે તે સંભાળે આશ્રય એ ઊપરી;
નિયમઘડે ને એજ સુધારે નવિન રચે છે ફરી. સર્વ૦ ૧
[1]નંદરાયને જેણે રાખ્યા ગોવાળ રક્ષા કરી;
[2]ગુરૂનો પુત્ર ગયેલો આપ્યો વિનતી ચિત્ત ધરી. સર્વ૦ ૨
લાખાગ્રહથી પાંડવ રક્ષ્યા, પક્ષવિષે ઊતરી;
પરીક્ષિતનું રક્ષણ કીધું ઉતરાઉદરે હરી. સર્વ૦ ૩
ઉગારવા પ્રલ્હાદ ભક્તને પ્રકટયા શ્રી નરહરી;
અમર કર્યા માર્કંડ મુનીને કાળ ગયો ત્યાં ડરી. સર્વ. ૪
સગાળશાનો સુત જીવાડયો ગયો હતો જે મરી;
માંઝારીનાં બાળ ઉગાર્યાં આંચ ન આવી જરી. સર્વ. ૫
આયુષનું બળ પ્રભુહસ્તમાં, રીતી નીતિ ભરી;
પ્રતાપને સુખ નિશ્ચલદાતા જેઠમકરણા કરી સર્વ. ૬

૧ નંદરાયજીને વરૂણ લેઇ ગયા હતા તેમની પ્રભુએ રક્ષા કરી પાછા આણ્યા એ હકીકત શ્રીમદ્‌ભાગવતમાં છે.
૨ શ્રીકૃષ્ણે પોતાના ગુરૂનો પુત્ર આણીઆપી ગુરૂને પ્રસન્ન કર્યા હતા.

# પ્રતાપસિંહને આશિર્વાદ.

## પદ.

"થયાછોરે પતિ તેજ પ્યારી તનના"—એ રાહ.

વધજોરે પુર [1]પ્રતાપ જગમાં પ્રતાપ સ્થિર રે'જો;
પ્રતાપ સ્થિર રે'જો કે ધર્મરાજ્ય અચલ રે'જો. વધ૦ ટેક.
અમુલ્ય હીરો ગયો હાથથી ફત્તેસીંહ યુવરાજ;
તજી દારા, પિતુ પ્યારા, વળિ સારા, નર ન્યારા,
તજી દેહપુર યૌવન રતછત તે શાંતિ સ્હેજો. વધ૦ ૧
સુખહક મળવા રાજકુંવરથી ચ્હાતી રૈયત જેહ;
તે નીતિ, તે પ્રીતિ, સદ્રીતિ, હરિભીતિ,
પ્રતાપહૃદયે પુર્ણ વસીને સુખ રૈયત લેજો. વધ૦ ૨
શ્રીમંતશ્રી સમશેર બહાદુર ભૂપ સયાજીરાવ;
મતિશાણી મૃદુવાણી, પ્રીતિ આણી, દુઃખજાણી,
અન્ય જન્મ અધિકુ ફળ લેવા જનને સુખ દેજો. વધ૦ ૩
ધર્મરાજ્ય ગાયકવાડીમાં જે લે રાજ્યલગાય;
તે દાતા, ગુણુ જ્ઞાતા, દીન ભ્રાતા, કરી શાતા,
પ્યાર મેળવી પુર્ણ પ્રજાનો નયન [2]અમી વ્હેજો. વધ૦ ૪
પદમાવતિના પુત્ર માતનું તનમન કરજો શાંત;
સુખકારી, સુવિચારી ઉપકારી, થઇ ભારી,
છત્રધારિનો ગુણુયશ મહીમા [4]કવિ પંડિત કે'જો. વધ૦ ૫
ક્લેશ તાપ ત્રણ વિધિ ભૂપતિના શમજો સ્હાજો ધર્મ,

---

૧ પુરો અથવા પુરમાં (પ્રતાપસિંહનો જગતમાં પુર્ણ પ્રતાપ વધજો અથવા જગતમાં પ્રતાપ પુરો વધજો—ઉછરજો, અથવા પ્રતાપ સ્થીર=અચલ રહેજો ઇત્યાદી અનેકાર્થ છે) ૨ અમૃત. ૩ પુત્રનું અને તેની માનું (પદ્માંવતિ બાઇનુ) ૪ કવિ પંડીતની તે કદર કરજો કે તેના ગુણુ ગાય.

પરિવારે, આચારે, વળિ પ્યારે, દિન વ્હારે,
પરમકૃપાળુ પુર્ણ રહેજો સદ્‌ગુણને ગ્રે'જો. વધ૦ ૬

પ્રજાલાગણી [5]દૂભવશો ના, શ્રદ્ધા વસજો સત્ય;
જેમ રાજા, થયા તાજા, રહે સાજા; ચહે માઝા;
થવા પ્રજાનું એજ પ્રમાણે સમદૃષ્ટિ રે'જો. વધ૦ ૭

હુન્નર વધવા રત છત મળવા દિપવા ભારતભાગ્ય;
હજો શક્તિ સદ્‌યુક્તિ, મળો ભક્તિ, પછી મુક્તિ,
જેષ્ટભાઇ કહે વિર વિક્રમસમ યશ જુગ જુગ રે'જો. વધ૦ ૮

---

# ઉપસંહાર.

## પદ.

( બિલાવર )

તવપદ વંદન [1]દેવકીનંદન, [2]વલ્લભ વિશ્વવિહારી—ટેક.
છો તનમન ધન દેવ દયાધન આદ્ય અજર અવિકારી;
શ્રી પુરૂષોત્તમ છો જગપાલક ગુણનિધી ગીરિધારી. તવ૦ ૧

પુજ્ય પરાક્રમ [3]નર [4]ત્રિગુણાત્મક ઇશ્વર દિર્ઘ વિચારી;

---

૫ પ્રજાનું દીલ દુખાવશો નહિં. ( પ્રજા પોત પોતાનું ખાઇને અથવા આગળથી મળેલું છે તેનો વહીવટ કરીને બેસી રહે છે તેનું લેઇ લેઇને અથવા તેમાં પાંતી પડાવીને પ્રજાનું મન દુખાવશો નહીં ઇત્યાદી ભાવ છે).

૧ શ્રીકૃષ્ણ પરમાત્મા. ૨ પ્યારા. ૩ વિરત્વવાળા અથવા વીરપુરૂષ ( "ફૂલાણો તો નર છે" એમ ઘણાક લોક વીરને કહે છે તેવા) ૪ સત્વ-રજ અને તમ એ ત્રણે ગુણવાળા અથવા હરિ હર અને બ્રહ્મા એ ત્રણેનું એક સ્વરૂપ છે એવા સત્‌ચિ-

નામું અગમ્ય અગોચરને શિર, [5]યાચું મણી ઉપકારી. તવ૦ ૨

યાચું પ્રભુ ! [6]ભડ ભારતનું હિત, ગુર્જરનું હિત [7]ધારી;
ગાયકવાડી પ્રજાહિત જેમાં, છે સહુ સૃષ્ટિ ત્હમારી. તવ૦ ૩

એ સહુનું સુખ આપ કરે છે, છે ભરૂસો હરિ ભારી;
પ્રેરક છો પ્રભુ પૃથ્વિપતિના, [8]ભાળ રખાવો સારી. તવ૦ ૪

[9]રાજ્ય પ્રજા ભવ બેઉ સુધારો, સ્થીર કરો [10]સરદારી;
કાર્ય કુશળતા દેશ દિપાવી, પાઓ પ્રીતિતણું વારી. તવ૦ ૫

અંતર [11]અનળ શમાવો સહુનો, શાંતિ કરો ચિતહારી;
શાંત હૃદય કરી કર્મ સ્વધર્મે; પ્રેરો પ્રજા ગણિ પ્યારી. તવ૦ ૬

દેશહિતેચ્છુ પ્રજાહિતચિંતક, આફત તેની ઉગારી;
શાંતિ કરો પ્રભુ [12]ભ્રાંતિ હરીને જેઠમ વિનતી સ્વિકારી.તવ૦ ૭



દાનંદ સુણે પુરૂષોત્તમ અથવા કેટલાકપુર્ણ બ્રહ્મ અથવા પર-બ્રહ્મ કહે છે તે પણ એકજ ૫ યાચના કરૂં છું. ૬ શૌર્ય-વાળો અથવા વીરો ગણાયલો. ૭ મનમાં લાવીને અથવા ઇચ્છીને (ભરતખંડનું અને તેનું એટલે તેમાં આવેલા ગુજ-રાતનું અને તેમાં વળી ગાયકવાડી પ્રજાનું અથવા સમસ્તનું હિત જેમાં છે એવાં પ્રાંતનું અને દેશનું=સર્વ પ્રજાનું હિત આપના=પ્રભુના કરમાં=હાથમાં છે માટે પૃથ્વિપતીથી તે સુખ આપો અપાવો એ ભાવ છે. ૮ સંભાળ. ૯ રાજા અને પ્ર-જાના બે ભવ સુધારો=બે અવતાર સુધારો. આ જન્મ અને આવતો, બે સુધારો એટલે સફળ કરો અથવા સુખી કરો. ૧૦ ઉપરીપણું સદા રાખો. ૧૧ દાહથી. ૧૨ કોઇ પણ જાતનો વ્હેમ હોય તે કાઢીને.

**ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !!!**